સખ્ત અને મોતનું દુ:ખ ઉપજાવનારા સવાલો મધેનાં જે નવાંનુ સવાલો તે ખુરૂ જાણનાર અને અંધકારને લગતો 'અખ્ત્ય' મને પુછે તેમનો ઉતર હું વાલું.

૮૧.—(૧૯ માં ફકરા પ્રમાણે).

[ **૨૧** ] ૮૨ (પેહલા ૬૦ પ્રમાણે).

૮૩.--જે (અર્દ્વિ સૂરને ખુબીવાલા અહુરમજદે જણાવ્યું કે "ઓ અર્દ્વિ સૂર અનાહિતા! તું આ સેતારાઓ (યાને આકાશ) ઉપરથી અહુરએ પેદા કરેલી જમીન ઉપર જા; ત્યાંહાં તુંને બહાદુર સરદારો તથા પાદશાહો અને પાદશાહોનાં પુત્રો આરાધશે ; (૮૪) અને તેહમતન નરો (બહાદુરો), ઘોડાની તેજી (જલ્દપ) અને ચહડતાપણાનું નૂર (ઉત્તમ નૂર), તારેથી ચાહશે, અને સ્મરણ કર્તા અથોરનાનો અને (આત્માનું) રક્ષણ કરનાર અથોરનાનો, ડાહપણ, અહુરનાં માર્ગને લગતી ફતેહ અને ફતેહમંદીનું ચહડતાપણું, તાહરેથી ચાહશે;

વેરેથ્રઘ્નેમ્ચ અહુરધાતેમ્, વનઇન્તિમ્ચ ઉપરતાતેમ્; (૮૫)—થ્વાંમ કઇનીનો વધ્રે, યઓન ક્ષથ્ર હ્વાપાઓ જઇધ્યાંન્તિ, તખ્મેંમ્ચ ન્માનો-પઇતીમ્; થ્વાંમ્ ચથ્વઇતિશ ઉજનાઇતિશ જઇધ્યાંન્તિ હુજામીમ્; તૂમ્ તા અએઇબ્યો ક્ષયમન નિસ્રિનવાહિ, અર્દ્વિ સૂર અનાહિતે!

૮૬ આઅત્ ફ્રરૂસત્, જરથુશ્ત્ર! અર્દ્વી સૂર અનાહિત, હચ અવતઓ સ્તરેંબ્યો અનિ જ્નંમ અહુર-ધાતાંમ્.”

૮૭ આઅત્ અઓખ્ત અર્દ્વી સૂર અનાહિત, “એરેજ્વો અષાઉમ સ્પિતમ! થ્વાંમ્ દથત્ અહુરો મજ્દાઓ રતૂમ્ અરત્વઇથ્યો ગએથયાઓ, માંમ્ દથત્ અહુરો મજ્દાઓ, નિપાઓીમ વીસ્પયાઓ અષ-ઓનો સ્તોઇશ; મન રય ખરેનઙ્હચ પસ્વસ્ચ સ્તઓરાચ, ઉપઇરિ જાંમ્, વીચરેન્તિ, મશ્યાચ બિજંગ્ર; અઝેંમ્, બઓઇધ્વિતેંમ્, તા, નિપયેમિ વીસ્પ વોહૂ મજ્દ-ધાત અષ-ચિથ્ર; માનયેંન્ અહે યથ પસૂમ્ પસુ-વરેનેંમ્.”

(૯૫) પરણવા લાયકની કન્યાઓ, પાદશાહી લાયક (દોલતવાલાં) તથા ખુબીવાલાં (ખાન્દાની) ઘરો અને બહાદુર ધની તાહરેથી ચાહશે; અને જનતી ઓરતો તાહરેથી આસાનીથી જન્મ આપવું ચાહશે; અને ઓ અર્દ્વિ સૂર અનાહિતા ! તું શક્તિ-વાલી તે (તેઓની ચાહેલી મુરાદ) તેઓને બખશશે.

૯૬—(હું અહુરમજદે તેણીને એ પ્રમાણે કહ્યું) ત્યારે ઓ જરથોસ્ત્ર ! અર્દ્વી સૂર અનાહિતા આ સેતારાઓ (આકાશ) ઉપરથી અહુરએ પેદા કીધેલી જમીન તરફ ચાલી."

૯૭.—ત્યારે અર્દ્વી સૂર અનાહિતા બોલી કે 'ઓ રાસ્ત અને પવિત્રાઇવાલા સ્પિતમ ! તુંને અહુરમજદે, તન ધરાવનારી જગતનો 'રતુ' (દીનના સરદાર) તરીકે પેદા કર્યો છે, અને મને, અહુર-મજદે, તમામ અશોઇવાલી પેદાએશની રક્ષણ કર-નારી તરીકે પેદા કરી છે; મારાં તેજ અને પ્રતાપથી પશુઓ અને ધોરો (ભારબરદારી જાન-વરો) અને બે પગાં માંનસો આ પૃથ્વી ઉપર (પોતાની) જીંદગી ગુજારે છે, હું જાહેર રીતે મજદએ પેદા કીધેલી, તમામ અશોઇની ખુનીઆદ ધરાવનારી વસ્તુઓનું (યાને જીવજંતુઓનું) રક્ષણ

૮૮. પર્દતિ હિમ પેરેંસત્ જરથુસ્ત્રો અર્દ્વીમ્ સૂરાંમ્ અનાહિતાંમ્, "અર્દ્વિ સૂર અનહિતે ! કન થ્વાંમ્ યસ્ન યજાને, કન યસ્ન ફ્રાયજાને, યસ્ત તવ મજ્દાઉ કેરેંનઓત્ તચરેં, નોઇત્ તચરેં અન્તરેં અરેથેંમ્, ઉપઇરિ હવરેક્ષએનેંમ્, યસે-થ્વા, નોઇત્ અઇતિ ઢુજાઉર્નિ અઝિશ્ચ, અંરેથ્વના-ઇશ્ચ, વ્વુઝકાઇશ્ચ, વરેન્વાઇશ્ચ, વરેન્વીવાઇશ્ચ."

૮૯. આ‌અત્ અઓઅત્ અર્દ્વી સૂર અનાહિત, "અરેજ્રો અષાઉમ સ્પિતમ ! અન માંમ્ યસ્ન યજ્ઞએશ, અન યસ્ન ફ્રાયજએશ, હચ હોવક્ષાત્ આ દ્રુ-ફ્રશમો-દાતોઇત્; આ તૂ, મે અએતયાઉ જઓથ્રયાઉ ફ્રદ્રુદ્રહેરોઇશ, આથ્રવનો પસ્તો-વચ-દ્રેદો પઇતિ-પસ્તો સ્નવદ્રહો માંજ્દ્રો હપ્ઠુનરો તનુ માંથ્રો.

કરૂં છું, તે એ મીસાલે કે જેમ પશુને, પશુવસ્ત્ર (યાને તેનાં બદન ઉપરનાં ઉણ અથવા રૂવાં) રક્ષણ કરે છે તેમ.”

૮૮.--તે નિર્મલ અર્દ્વી સૂરને જરથોસ્તે પુછ્યું કે—“ઓ અર્દ્વિ સુર અનાહિતા! કેઇ આરાધનાથી તુંને હું આરાધું તથા કેઇ આરાધનાથી તુંને વધારે વખાણું? કેમકે મજ્દએ તારૂં વેહવું કીધુંચ તે સૃષ્ટિના આ મધ્યમ ભાગમાંથી નહીં પણ ખુરશેદ તરફ કર્યું છે (યાને તાહારી ઉત્પત્તિ આ પૃથ્વી ઉપરથી નહી પણ આકાશની પવિત્ર જગો ઉપરથી કરી છે); કે જેથી તુને સાંપની ખસલતનાં (યાને બુરાં અથવા આબાદીનો નાશ કરનારાં) માનસો, બદનમાં જહરપીને નિકલતા નજીસ મવાદથી, મોહોડામાંથી ગલતાં પાણીથી, તથા ધાત અને હગારની નજીસાતથી ખરાબ કરી શકતા નથી.”

૮૯.—ત્યારે અર્દ્વી સુર અનાહિતાએ જવાબ આપ્યો કે “ઓ સાચા અને અશોઇવાલા સ્પિતમ! એહવી રીતે આરાધનાથી મને તું આરાધ અને એહવી રીતે આરાધનાથી તું મને વધારે વખાણ; કે સુરજનાં ઉગવાથી તે સુરજના અસ્ત પામવા સુધીનાં વખતમાં;—અને તે મારા જોર (ક્રિયા

૯૦. મા મે અએતયાડુ જઓથ્રયાડુ ફ્રઝુઉ-હરેન્તુ. હરેંતો, મ તફ્નો, મ-દુરતો. મ-સપિઘ્ન, મ-કસ્વીશ, મ-સ્ત્રી, મ-દત્નો અસ્ગવયત્-ગાથો મએ-પએસો, યો વીતરેંતો-તનુશ.

૯૧. નોઈત્ અવાડુ જઓથ્રાડુ, પઈતિ-વાસે, યાડુ મા ચોય, ફ્રઝુઉહરેંન્તિ અન્ધાડુસ્ચ, કરેનાડુ-સ્ચ, દ્રવાડુસ્ચ, મૂરાડુસ્ચ, અશાડુસ્ચ, રઝુદાડુ-સ્ચ, અત દક્ષત દક્ષતવન્ત, યા નોઈત પેઉરુ-ઝિર ફ્રદક્ષત વીસ્પનાંમ અનુ માંથ્રેમ; મા મે અએતયાડુસ્ચિત્ જઓથ્રયાડુ ફ્રઝુઉહરેંન્તુ ફ્ર-કવો, મા અપ-કવો, મા દ્રવાડુ વીભિતો દન્તાનો."

કીધેલી વસ્તુની ચાશની) દીનના **એલમ** શીખેલા, દીનના ફરમાનોની પુછપરછ કરેલા, માંથ્ર (યાને ભેદી સુખનોને) સહમજનાર, નેક ગુણો ધરાવનાર અને પોતાને માંથ્રમાં જણાવેલા કાનુનો પ્રમાણે ચલાવનાર એહવા તું અથોરનાંનેજ ખાવી.—

૯૦.—મારી આ ક્રિયામાંની ચાશની દુશમને (અથવા જેને ભલા લોકોએ તજી દીધા હોએ એહવા શખ્સે), ગુસ્સાવાલાએ, જુઠાએ (અથવા ઠગારાઓ,) ચુગલખોરે, નીચ માનસે, સ્ત્રીએ, ગાથા નહી પઢનાર દલગએ (યાને ખુબ વગરના બેદીને), બદન ઉપર ડાઘ પડેલા એહવા કોઢિયાએ—નહી ખાવી.

૯૧.—જે મારાં જોરો (ક્રીયા મધેની ચાશની)-ને ચાંખરા, બેહરા, બુરા, ઘાતકી દુસ્મની રાખનાર, કાયદાથી ઉલટી રીતે ભેટ આપનાર અને પુરતા ડાહપણથી નહી દેખાડેલી, તથા તમાંમ માંથ્ર મધેના કોઇબી માથ્રને નહી અનુસરતી એવી બુરી ખસલત ધરાવનાર શખ્સ ખાશે તો તે હું કબુલ નહી રાખશ, તથા એ મારી ક્રિયાની ચાશની મોહડાંપર ગીબત કરનાર, પીઠે ગીબત કરનાર અને અમિન દાંતવાલા બુરાએ નહી ખાવી.'

૯૨. પેરેસત્ કિમ્ પેરેસત જરથુશ્ત્રો અર્દ્વીમ્ સૂરાંમ્ અનાહિતાંમ્, "અર્દ્વી સૂર અનાહિતે કેમ્ ઇથ તે જઓથ્રાઓ બવન્તિ, યસ્-તવ ફ્રબરેન્તિ દ્રવન્તો દએવયસ્નાઓન્હો, પસ્ચ હુ-ખ્શ્-ફ્નેમો દાઇતીમ્."

૯૩. આઅત્ અઓખ્ત અર્દ્વી સૂર અનાહિત, "એરેંજવો અષાઉમ્ સ્પિતમ્ જરથુશ્ત્ર! નિવરેઝ નિપરેનઓ, અપરઝરઓ, અપખ્રઓસઓ, ઇમાઓ, ઇમાઓ પઇતિ વીસેંન્તે, યાઓ માવોય, પસ્ચ વજેન્તિ ખ્શ્વશ્-સતાઇશ હજઙ્રેમ્ચ, યા નોઇત્ હઇતિ વીસેંન્તિ દએવનાંમ્ હઇતિ યસ્ન."

૯૪ યજાઇ હુકઇરીમ્ બરેંજો વીસ્પો-વહ્મેંમ્ જરનયોનેંમ્ યહ્માત્ મે હચ ફ્રજ્ગઇતે અર્દ્વી સૂર અનાહિત હજઙ્રાઇ બરેસ્ન વીરનાંમ્, મસો ક્ષ્ગેતે

૯૨.—જરથુસ્તે નીર્મલ અર્દ્વિ સૂરને ફરીથી પુછ્યું કે—"ઓ અર્દ્વિ સૂર અનાહિતા! આ દુન્યામાં તારી જે ક્રિયાઓ ખુશ દેવ-યસ્નાનો સુરજનાં અસ્ત પામવા પછી કરેચ તે કોણને પોહોચેચ (એટલે કે તે જેરોને કોણ સ્વીકારેચ).

૯૩.—ત્યારે અર્દ્વી સૂર અનાહિતાએ જવાબ આપ્યો કે—"ઓ સાચ્ચા અને સ્પીતમાનને લગતા અશો જરથોસ્ત! **નિવયક, નિપસ્નક, અપસ્કરક** અને **અપખ્રઓસક**–એ (બદ રૂહો), મારે લગતી દેવયસ્નોએ રાતને વખતે કીધેલી ક્રિયાને સ્વીકારે છે; અને તે બદરૂહો છશોઘણા હજાર જે દેવોની આરાધનાને હું સ્વીકારતી નથી તેની પુઠ જાએ છે (યાને તે સ્વીકારવાને તે ક્રિયા કરનારની આશપાશ ભેગાં થાએ છે)."

૯૪.—તમામ ખુબી ધરાવનારા અને લીલોત્રીવાલા (જાહાડ પાનથી ભરપુર) **હુકર** પાહડને તું વખાણ કે જેમાંથી મારી અર્દ્વી સૂર અનાહિતા માનસોમાંના હજાર માનસોનાં માથાની ઊંચાઇથી વેહે છે; અને સઘલી આ નદીઓ કે જે આ જમીન ઉપર વેહ છે તે સઘલીઓનાં જેટલું પ્રતાપનુ મહત્વ તે એખલી ભેગવો

ખ્શ્નેઓથ્રેમ યથ વીસ્પાઓ ઈમાઓ આપો યાઓ ઝેમા
પઇતિ ઊરુ તચનિન્તિ યા આમવઇતિ ઊરુ-તચઇતિ.—
અશેમ વોહૂ (૯ માં ફકરા પ્રમાણે).

[ ૨૨ ] ૯૫ યજ્ઞ્મઇદે (જેવત)
૯ ઝૂ-ઊરાંચનાંમ્ અપઓનીમ્.

૯૬ યિમ્ અઇવિ મઝ્દયસ્ન દિસ્તેન્તિ અરે-
રમો-જસત; તાંમ્ યઝેન્ત હ્વેવાઓઙ્હો, તાંમ્ યઝે-
ન્ત નઓતઇર્યાઓઙ્હો; ઇસ્તીમ્ જઇધ્યન્તિ હ્વોવા,
આસુ-અસ્પીમ્ નઓતઇરે; મોષુ પસ્ચએત હ્વોવો
ઇસ્તીમ્ બઓન્ સેવિશ્ત, મોષુ પસ્ચએત નઓ-
તઇરે વીસ્તાસ્પો આઓઙ્હાંમ્ દહ્યુનાંમ્ આસુ-
અસ્પોતેમો બવત.—અશેમ વોહૂ (૯
માં ફકરા પ્રમાણે).

[ ૨૩ ] ૯૭. યજ્ઞ્મઇદે (જેવત)
૯ઙુ- રાઘનાંમ્ અપઓનીમ્.

છે અને તે ઘણીજ જોશથી વેહે છે.—તેનાં પ્રતાપ અને તેજ ઇત્યાદી.

[ ૨૨ ] ૯૫. (પેહલા ૬૦ પ્રમાણે).

૯૬.—જે અર્દ્વી સુરની સાંગે મજદયસનાનો હાથમાં બરસમ પકડીને (તેની વખાન ગાતાને) ઉભા રેહે છે; (જેમકે) તેણીને હઓસ્રવનાં ખાનદાનવાલાએ તથા નોઝરીઆંન ખાનદાનવાલાઓએ વખાની (યાને અર્દ્વિ સુરનાં ગુણોની વખાન કરી); હવોવનાં ખાન્દાનવાલાઓએ દોલ્ટી (દોલત) ચાહી અને નોઝરીઆનોએ ઘોડાને લગતી જહડફ ચાહી;– તે માગવા પછી જલદીથી હવોવના ખાનદાનવાલાઓ દોલતવાલા થયા, અને નોઝરીઆનોએ પોતે ચાહેલો ફાયદો મેલવ્યો; અને તેઓમાં ગુસ્તાસ્પ આ દેશોમાંનો સઉથી સરસ ઘોડાને લગતી જહડપવાલો થયો (યાને ઘણો સરસ લડાયક થયો). તેણીના તેજ પ્રતાપ ઇત્યાદી.

[ ૨૩ ] ૯૭.—(પેહલા ૬૦ પ્રમાણે)

૯૮. યેઙ્હે હજઙ્રેંમ્ વર્૭ર્વનાંમ્, હજઙ્રેંમ્ આપઘ્જારનાંમ્, કરાચિત્ય અએષાંમ્ વર્૭ર્વનાંમ્, ટસ્ચિત્ય અએષાંમ્ આપઘ્જારનાંમ્, યથ્વરેસતેંમ્ આયરે-અરનાંમ્ હુવરપાઇ નઇરે બરેંમનાઇ, કઙ્હે કઙ્હે આપઘ્જાઈરે, નમાનેંમ્ હિસ્તઇતે, હુંધાતેંમ્, સતારઓચનેંમ્, બામીમ્ હજઙ્રો-સ્તૂનેંમ્. હુકેંરેંતેંમ્ બએવરેં-ફ્રરકેમઓંમ્ સૂરેમ્.

૯૯. કેંમચિત્ અઈપિ નમાને ગાતુસઇતે ખરૂનિ સ્રારેનેંમ્ હુબઓઈધી બરેંજિશ હુવન્તેંમ્, આતચઇનિ, જરથુસ્ત્ર! અર્દ્વી સૂર અનાહિત, હજઙ્રાઇ બરેસ્ન વીરનાંમ્, મસો ક્ષયેતે ખરેંનઙ્હો, યથ વીરપાઉ ઇમાઉ આપો યાઉ જેમા પઈતિ ફ્રતચન્તિ, યા અમવઇતિ ફ્રતચઇતિ— અહે રય ખરેનઙ્હચ (૯ માં ફકરા પ્રમાણે).

[ ૨૪ ] ૧૦૦ યજઓશ મે હીમ્ (જાસત) દ્દઙ્હુ-ફ્રરાચનાંમ્ અપઓનીમ્.

૯૮.—જેણીનાં નાલાંઓ (નાંહાંની નદીઓ)માંનાં કોઇ કોઇ નાલાં ઉપર સારાં બાંધેલાં, સો બારી-વાલાં ભપકાદાર, સુંદર હજાર સ્થંભવાલા અને મજબૂત દશ હજાર નાંહાંનાં સ્થંભવાલાં ઘર બાંધેલાં છે.

૯૯.—તે દરએક ઘરમાં ચકચકીત, સુગંધી અને સારી ઝાલરદાર તકીઆ સાથનું **તખત** (બેઠક) બીછાવેલું છે; ઓ જરથોસ્ત ! અર્દ્વી સૂર અનાહિતા માનસોમાંનાં હજાર માનસોનાં માથાનાં જેટલી ઉંચાઇથી (તે નાલાપર આવેલાં મકાનો) તરફ વેહે છે; અને સઘલી આ નદીઓ કે જે આ જમીન ઉપર વેહે છે તે સઘલીઓનાં જેટલું પ્રતાપનું મહત્વ તે એખલી ભોગવે છે, અને તે ઘણી જહડપથી વેહે છે. તેના નુર ખુરેહ ઇ.યાદિ.

[ ૧૪ ] ૧૦૦—( પેહલા ક૦ પ્ર૦ ).

૧૦૧ તાંમ્ યજત, યો આપ્ર જરથુસ્ત્રો, અઈર્યેને વએજહિ વઙુહ્યાઓ દાઈત્યયાઓ, હઓમ યો ગવ બરેસ્મન હિઝ્વો-દઙ્ગ્હુ માંથ્રચ વચચ શ્યઓથ્નચ જઓથ્રાભ્યસ્ચ અર્શુખ્ધએઇભ્યશ્ચ વાઘ્ઝિબ્યો.

૧૦૨. આઅત્ હીમ જઇધ્યત્, અવત્ આયપ્તેંમ્, "દઝ્દિ મે વઙ્ઉહિ સેવિસ્તે અર્દ્વી સૂર અનાહિતે! યથ અજેમ્ હાયયેનિ પુથ્રેમ્, યત્ અઉર્વત્-અસ્પહે, તાખ્મેંમ્ કવએમ્ વીશ્તાસ્પેંમ્, અનુમતેએ દએનયાઓ, અનુખ્તેએ દએનયાઓ, અન્વર્શ્તેએ દએનયાઓ."

૧૦૩. દયત્ અહ્માઈ, તત્ અવત્ આયપ્તેંમ્ અર્દ્વી સૂર અનાહિત, હધ જઓથ્રો-બરાઇ, અરેદ્રાઇ, યજેમ્નાઇ જઇધ્યન્તાઇ, દાથ્રિશ, આયપ્તેંમ. —અહે રય ખરેનઙ્હચ. (૯ માં ફકરા પ્રમાણે).

[ ૨૫ ] ૧૦૪. યજાએશ મે હીમ (બાવન) દઙ્હુ-ફ્રાધનાંમ્ અપઓનીમ્.

૧૦૧.—તેણીને અશો જરથોસ્તે, વેહુદાઈતિ નદીવાલાં ઈરાનવેજમાં, હોમ જે ગવ તથા બરસમ સાથે તયાર કરવામાં આવ્યો છે તે વટે જબાનની દાનેશ સાથનાં મન વચન અને કરણી વટે અને જોરો તથા રાસ્ત સખુનો વટે આરાધી.

૧૦૨.—તેથી તેણે તેની પાશે આ મુરાદ ચાહી કે ઓ ખુબીવાલી, ઘણીજ ફાયદાવાલી અને નિર્મલ અર્દ્વિ સૂર ! આ મુરાદ મને બક્ષ કે હું અઉર્વત-અસ્પનાં (લોહોરાસ્પના) જોરાવર પુત્ર કએ ગુસ્તા-સ્પને દીનનાં મત પ્રમાણે, દીનનાં વચન પ્રમાણે અને દીનનાં કામ પ્રમાણે, ચલાવું.

૧૦૩.—(૧૯ માં ફકરા પ્રમાણે).

[૨૫] ૧૦૪.—(પેહલા ક૦ પ્ર૦).

૧૦૫. તાંમ્ યજત બેરેજ્જઇધિશ્ર્ કવ વીરનારપો, પસ્ને આપેમ્ ફ્રરજ્દાનઓમ, સતએ અરપનાંમ્ અર્દ્રિનાંમ્, હજ્ડ્રે ગવાંમ્, બએવરેં અનુમયનાંમ્.

૧૦૬. આચત્ હીમ્ જઈધ્યત્, અવત્ આયપ્તેંમ્, "દજ્દિ મે વઙ્હુહિ સેવિસ્તે અર્દ્વિ સૂર અનાહિતે! યત્ બવાનિ અઇવિ-વન્યાઙ્ તાંશ્રવન્તેંમ્ દુજ્દએનેંમ્ પેશનેંમચ દએવયસ્નેંમ્, દ્રવન્તેંમ્ચ અરેજત્-અસ્પેંમ્, અહેમય ગએથે પેષનાહુ."

૧૦૭. દથત્ અહ્માઇ તત્ અવત્ આયપ્તેંમ્, અર્દ્રી સૂર અનાહિત, હધ્ર જઓથ્રો-બરાઇ, અરેંદ્રાઇ; યજેમ્નાઇ, જઇધ્યન્તાઇ, દાથ્રિશ્, આયપ્તેંમ્.— અહે રય ખરેનઙ્હચ. (૯ માં ૧૦ પ્રમાણે).

[૨૬] ૧૦૮. યજ્એશ મે હીમ્ (જાવત) દઙ્હુ-ફ્રરાથ્નાંમ્ આપ્ઓનીમ્.

૧૦૯. તાંમ્ યજત અસ્પાયઓધ્રો જઇરિ-વઇરશ્, પસ્ને આપો દાઇત્યયાઙ્, સતએ અરપનાંમ્. અર્દ્રિનાંમ્. હજ્ડ્રે ગવાંમ્. બએવરેં અનુમયનાંમ્.

૧૦૫.—તેણીને બુલંદ (અથવા ઉંચી દાનેશ ધરાવનાર) કય્યે ગુસ્તાસ્પે, ફ્રરજ઼્દાનુ નદીનાં કીનારા ઉપર, સો જવાન ઘોડાઓથી, હજાર ગાવોથી અને દશ હજાર નાહાંનાં ગોસ્પંદોથી આરાધી,

૧૦૬.—તેથી તેણે તેની પાશે આ મુરાદ ચાહી કે "ઓ ખુબીવાલી, ઘણીજ ફાયદેમંદ અને નિર્મલ અર્દ્વિ સૂર! મને તું આ મુરાદ બખશ કે હું, બદદીન તાંથવંતને, દેવપરસ્ત પેશનને અને દરવંદ અર્જાસ્પને આ લડાઇનાં મેદાંનમાં લશકરોની વચે મારનાર થાવું."

૧૦૭.—(૧૯ માં ફકરા પ્રમાણે).

[ ૨૬ ] ૧૦૮.—(પેહલા ફ૦ પ્ર૦).

૧૦૯.—તેણીને ઘોડાની પીઠ ઉપર બેશીને લડાઇ કરનાર જરિર-વયરિએ (જરીરે), વેહેદાઇતિ નદીના કીનારા ઉપર, સો જવાન ઘોડાઓથી, હજાર ગાવોથી અને દશ હજાર નાંહાંનાં ગોસ્પંદોથી, આરાધી.

૧૧૦. આચત્ હીમ્ જધ્ધ્યત્, અવત્ આપ-પતેમ્, "દજ્દિ મે વઙ્ઉહિ સેવિસ્તે અર્દિ સૂર-અનહિતે! યત્ પવાની અઈવ્-વન્યાઙ્ક પેશો-ચઙ્ગ્રેમ્ અસ્તો-કાનેમ્, હુગયાકેમ્ દએવયસ્નેમ્, દત્ન-તેં-રય અરેજત્-અસ્પેમ્, અહય ગએથે પેષનાહુ."

૧૧૧. દથત્ અહ્માઇ તત્ અવત્ આયપ્તેમ્ અર્દી સૂર અનાહિત, હધ જઓથ્રો-બરાઇ, અરેદ્રાઇ, યઝેમ્નાઇ, જધ્ધ્ય-ન્તાઈ, દાથ્રિશ, આયપ્તેમ્— આહે રય ખરેનઙ્હચ (૯ માં ૬૦ પ્ર૦).

[૨૭] ૧૧૨. યજ્એશ મે હીમ્ (જાવત) દઙ્હુ-ફ્રાથનાંમ્ અપઓનીમ્ (પેહલા ફકરા પ્રમાણે).

૧૧૩. તાંમ્ યજત વન્દરેમઇનિશ અરેજત્-અસ્પો, ઉપ જ્રયો વોઉરૂકષેમ્, સતેએ અસ્પનાંમ્ અર્ષનાંમ્, હજઙ્રે ગવાંમ્, બએવરે અનુમયનાંમ્

૧૧૦.—તેથી તેણે તેની પાશે આ મુરાદ ચાહી કે "ઓ ખુશીવાલી, ઘણીજ ફાયદેમંદ અને નિર્મલ અર્દ્વી સૂર! મને તું આ મુરાદ બખશ કે હું આઠ ભોયરાંવાલા પેશોત્ચરૂ-હુને, દેવપરસ્ત હુમયાકને અને પાપી અર્જાસ્પને આ લડાઇનાં મેદાનમાં લશકરો વચ્ચે મારૂં.

૧૧૧.—(૧૯ માં ફકરા પ્રમાણે),

[ ૨૭ ] ૧૧૨.—(પેહલા ફ૦ પ્ર૦).

૧૧૩.—તેણીને વન્દરેમનને લગતા **અર્જાસ્પે** વોરૂકશ દર્યાની નજદીક, સો જવાન ઘોડાઓથી, હજાર ગાવોથી અને દશ હજાર નાંહાંનાં ગોસ્પંદોથી, આરાધી.

૧૧૪. આઅત્ હીમ્ જઈઅ્યત્, અવત્ આય-પ્તેંમ્, "હજદિ મે વઙ્‌હુઈહિ સેવિશ્તે અર્દ્વિ સૂર અનાહિતે ! યત્ બવાનિ અઇવિ-વન્યાઓ તખ્મેંમ્ કવએમ્ વીશ્તાસ્પેંમ્, અસ્પાયઓધ્રે જઇરિ-વઇરિશ્, યથ અજેંમ્ નિજનાનિ અઙ્‌ર્યનાંમ્ દખ્યુનાંમ્ પન્ચસઘ્નાઇ સતઘ્નાઇશ્ચ, સતઘ્નાઇ હજ-ઙ્‌રઘ્નાઇશ્ચ, હજઙ્‌રઘ્નાઇ બએવરેઘ્નાઇશ્ચ, બએ-વરેઘ્નાઇ અહાંક્ષ્તઘ્નાઇશ્ચ.

૧૧૫. નોઈત્ અઘ્નાઇ દથત્ તત્ અવત્ આય-પ્તેમ્, અર્દી સૂર અનાહિત.—આહે રય ખરે-નઙ્‌હચ (૯ માં ફકરા પ્રમાણે).

[૨૮] ૧૧૬. યજ્અેશ મે હીમ્ (જાવત) દઙ્‌હુ-ફ્રાશ્નનાંમ્ અપઆનીમ્.
(પેહલા ફકરા પ્રમાણે).

૧૧૭ યેઙ્‌હે ચથ્વારો અર્શાન હાંમ્-તાષત્ અહુરો મજ્દાઓ, વાતેંમ્ચ, વારેંમ્ચ, મએઘેંમ્ચ ફ્રાઙ્‌હુમ્ચ, માસ્તિ જિમે હીમ્, સ્પિતમ જરથુસ્ત્ર!

૧૧૪.—તેથી તેણે તેની પાશે આ મુરાદ ચાહી કે "એ ખુબીવાલી, ઘણીજ ફાયદેમંદ અને નિર્મલ અર્દ્વિ સૂર! મને આ મુરાદ બખશ કે હું જોરાવર કયાની ગુસ્તાસ્પ અને ઘોડાની પીઠ ઉપર બેશી લડનાર જર્યરિ–વર્યરિ (જરીર)ને મારનારો થાવું; અને તેમજ હું ઈરાન દેશોમાંનાં પચાશ–સોઘણાં. સો-હજાર ઘણાં, હજાર દશ હજારઘણાં અને દશ હજાર અસંખ્યઘણાં માનસોનો નાશ કરૂં.

૧૧૫.—તેને નિર્મલ અર્દ્વી સૂરે તે મુરાદ નહિ બખશી.—તેણીનાં તેજ પ્રતાપ ઇત્યાદિ. (૯ માં ફકરા પ્રમાણે).

[૨૮] ૧૧૬.—(પેહલા ફકરા પ્ર૰).

૧૧૭.—જેણીનાં ચાર જવાન ઘોડાઓ તરીકે અહુરમજદે **પવન**, વર્ષાદ, વાદલાં, અને કરાં બનાવેલાં છે, કે (જેઓ) શિયાલામાં બીનાસનાં મેલાપથી, ઓ સ્પિતમાન જરથોશ્ત! તે (અર્દ્વી સૂર) તરફ વર્ષાદ વરશાવવાને. હીમ પાડવાને બરફ પાડ-

વારેન્તએચ, સ્નએજ઼િન્તએચ, સરિચન્તએચ કૂયડ્હુન્તએચ; યેડ્હે અવ્વત હ્એનનાંમ્ નરસ્તાઇશ્ હજ઼્રેમચ.

૧૧૮. યજાઇ હુક્ઇરીમ્ બરેન્જ઼ે વીરપો-વ્રહેમ્ જરનએનેમ્, યહ્માત્ મે હચ ષ્રજ઼્ગયઇને અર્દ્વી સૂર અનાહિત, હજ઼્રાઇ બરેસ્ન વીરનાંમ્, મસો ક્ષયેરે બરેનહે, યથ વીરપાડ ઇમાડ આપો યડ્ જેમા પઇતિ ફ્રતચન્તિ, યા અમવઇતિ ફ્રતચઇતિ.--અહે રય બરેનહ્ચ. (૯ માં ફકરા પ્રમાણે).

[૯૨] ૧૧૯. યજ઼એશ મે હીમ્ (જાવત) દડ્હુ-ફ્રાધનાંમ્ અપએનીમ્.

૧૨૦. જરનએનેમ્ પઇતિ-હ્નાનેમ્, વસ્તુવિ હિસ્તઇતિ, દ્રઝિમ્ન અર્દ્વીસૂર અનાહિત, જ્એથ્ર-વાચિમ્, પઇતિશ-મરેમ્ન, અવ્રત મનહ મ ઇતિમ્ન:

વાને અને કરાં પાડવાને માટે છે; અને તેઓ તેણીનાં (અર્દ્વી સૂરનાં) લશકરોમાંનાં હજાર નવસો-ઘણાં (૯૦૦૦૦૦) લશકર તરીકે છે.

૧૧૯.—તમામ ખુબી ધરાવનારા (લીલોત્રીવાલા) હુકર પાહડને તું વખાન કે જેમાથી મારી નિર્મલ અર્દ્વી સુર હજાર માનસોનાં માથાની ઉચાઈથી વેહે છે; અને સઘલી નદીઓ કે જે આ જમીન ઉપર વેહે છે તે સઘલીઓનાં જેટલું પ્રતાપનું મહત્વ તે એખલી ભોગવે છે, અને જે ઘણીજ જોસથી વેહ છે—તેણીના તેજ પ્રતાપ ઇત્યાદિ. (૯ માં ફકરા પ્રમાણે).

[ ૨૯ ] ૧૧૯.--(પેહલા ક૦ મૂજેબ).

૧૨૦.—તે ખુબીવાલી અને નિર્મલ અર્દ્વી સુર સુણેરી પહાન રાખતી, જોરનાં વચનોનું સ્મરણ કરતી અને મનમાં આ પ્રમાણે વિચારતી ઉભા રેહે છે:

૧૨૧. કો માંમ સ્તવાત્, કો યજાઇતે, હઓમવઇતિબ્યો, ગઓમવઇતિબ્યો જઓથ્રાબ્યો યઓજ્દાતાબ્યો પઇતિ-અઙ્હર્શ્તાબ્યો; કહ્માઇ અજેંમ્ ઉપઙ્હચયેનિ હચિમ્નાઇચ અનમ્નાઇચ ફ્રારઙ્હાઇ હુગનઙ્હઓચ.—અહે રય ખરેનઙ્હચ. (૯ માં ફકરા પ્રમાણે.)

[૩૦] ૧૨૨. યજએશ મે હીમ્ (ગ્નાવત) દઙ્હુ-ફ્રસંનાંમ્ અપઓનીમ્. (પેહલા ફકરા પ્રમાણે.)

૧૨૩. યા હિશ્તઇતિ ફ્રવધેમન, અર્દ્વી સૂર અનાહિત, કઇનીનો કેહ્રપ સ્રીરયાઓ અમયાઓ, હુરઓધયાઓ, ઉસકાત્ યાસ્તયાઓ, એરેજ્વઇથ્યો રઓવત ચિથ્રેમ્ આજાતયાઓ, ફ્રા-જઓશેમ્ અધ્વ-કેમ્ વઙ્હાનેમ્ પૌ.ઉરૂ-સ્પદતેંમ જરનઓનેમ્ વાત.

૧૨૧.—"કોણ મારી સ્તુતી કરેચ ? કોણ મને હોમો વડે, ગોમો વડે અને સ્વચ્છ કીધેલા તથા છાંડેલા જોરો વડે આરાધેચ, કયા ઇમાનદાર, એક સરખા-વિચારના અને નેક મનવાલા ભેટ કરનારને હું મદદે જાવું."—તેણીના તેજ પ્રતાપ ઇત્યાદિ. (૯ માં ફકરા મૂજબ).

[ ૩૦ ] ૧૨૨.—(પેહલા ૬૦ પ્રમાણે).

૧૨૩.—જે નિર્મલ અર્દ્વી સૂરે, નોજવાન, સુન્દર, ઘણીજ હિમ્મતવાલી, ખીલેલા બાંધાવાલી, ઉંચાં વસ્ત્ર પેહરેલી, શીધા કદની, તેજવાલી, ઉદારતા ભરેલા દેખાવની (અથવા ઉંચાં કુલની), તથા ખુશનુમા સુંદર દેખાવનુ અને સૂણેરી અટક (એક જાતનું વસ્ત્ર) પેહરેલી એક સ્ત્રીનું રૂપ ધારણ કરેલું છે.

૧૨૪ યથ ભામ્ બરેસ્મો-જરત, ફ્રા-મએ‌ાષા-વર સીસ્પેંમ્ન ચથ્રુ-કરન જરનએનિ મિનુમ્ બરત ફ્રાજાત, અર્દ્વી સૂર અનાહિત, ઉપતાંમ્ સરીરાંમ્ મનોથ્રીમ્; હા કે ગઇધીમ્ ન્યાજત, યથચ હુકેરેપ્ત ફ્રૂસ્તાન યથચ અઙ્હેન્ નવાજાન.

૧૨૫. ઉપઇરિ પુસાંમ બન્દયત, અર્દ્વી સૂર અનાહીત; સતો-સ્તરઙ્હાંમ્ જરનએનીમ્, અસ્ત-કઓજ઼દાંમ્ રથ કઇર્યાંમ્ દ્રફ્ષકવઇતીમ્ સરીરાંમ્ અનુપોઇથ્વ઼ઇતીમ્ હુકેંરેંતાંમ્.

૧૨૬. બ્વ઼રઇનિ વસ્ત્રાઙ્ગ વ઼ઙ્હત અર્દ્વી સૂર અનાહિત, થ્રિસતનાંમ્ બ્વ઼રનાંમ્ ચતુરેં-જીજ઼્ન-તાંમ્; યત્ અસ્તિ બ્વ઼રિશ઼ સ્અએરત યથ યત્ અસ્તિ ગઓનોનેમ; બ્વરિશ઼ બવઇંતિ ઉપાપો, યથ કેરેંતેમ્ થ્વ઼ર્શ઼્તાઇ જ઼ૂરૂને, ચરેમાઙ્ગ વએ-નન્તો બરાજન્તિ ફ્રેન એરેજતેમ્ જરનિમ્.

૧૨૪.--અને જે હાથમાં **બરસમ** પકડેલી નિર્મલ અર્દ્વી સૂરે ધરતાં પ્રમાણ પ્રમાણેની (જેહવી જોયે તેહવી), ઝુલતી અને ચાર ખુનાવાલી બાલી પેહેરી છે, અને જે ઉંચા કુલનીએ પોતાની સુંદર ગરદન ઉપર સુણેરી માલા પેહેરીછે—તેણીએ પોતાની કમર તંગ બાંધેલી છે કે જેથી તેણીનાં બંધે થાનો સુંદર દેખાવનાં અને નવાં ઉગેલા હોએ એવાં લાગે છે.

૧૨૫.—જે નિર્મલ અર્દ્વી સૂરે (પોતાનાં માથાં ઉપર,) સો સેતારાઓથી મઢી લીધેલું સુણેરી, આઠ-દાંતા (અથવા ખુના)વાલું, જેની ઉપર ગારીનું ચિત્ર પાડેલું છે એવું, જેની ઉપર નાહાંનો વાવટો ઉડતો દેખાએચ એવું, સોહામનું, માફેકસર કદનું અને સુંદર બનાવેલું તાજ મુકેલું છે.

૧૨૬.—જે નિર્મલ અર્દ્વી સૂર, ચાર બચાંઓને જન્મ આપનાર **બિવરોમાંનાં** જેઓ ઘણુંજ સરસ અને ઘણુંજ ચહડતા રંગનાં છે તેઓ મધેના ત્રિશ **બિવર** જાનવરોનાં ચામડાંનાં બનાવેલાં, વસ્ત્રો પેહેરે છે; એ બિવર પાણીમાં વસનારૂ જાનવર છે,—ચોકસ ઠેરવેલ વખતે તેનાં ચામડાં કાહાડવામાં આવે છે કે જે સુણેરી રૂપેરી (પટા અથવા

૧૨૭. આઅત્ વઙ્હ્વિ હૈંઘ સેવિશ્તે અર્દ્વિ સૂર અનાહિતે ! અવત્ આયપ્તેમ્ યાસામિ યથ અજેમ્ દવાફ્રિતો મસ ક્ષથ્ર નિવાનાનિ, અશ-પચિન, સ્તુઇ બખ્ધ, ફ્રરઓથત-અસ્પ, ખ્રનત્ચખ્ર, ક્ષ્રઓવ.ગત-અસ્ત્ર, અશ-ગઓઉર્વં, નિધાતો-પિતુ હુગઓઇધિ, ઉપ રતરેમ એશુ વારેંમ દઇધિ પરેનઙ્-હુન્તેંમ્ વીસ્પાંમ્ હુજ્યાઇતીમ્ ઉરૂથ્વંન્તેમ્ ક્ષથ્રેમ્ જજાઇતિ.

૧૨૮. આઅત્ વઙ્હુહિ હૈંઘ અર્દ્વિ સૂર અનાહિતે ! અઉર્વન્ત યાસામિ, બિમ્ચ બિપઇતિશ્તાનેંમ્ અઉર્વન્તેંમ્, ચિમ્ચ ચથ્વરે-પઇતિશ્તાનેંમ્ ; અઓંમ્ બિપઇતિશ્તાનેંમ્ ; અઉર્વન્તેંમ્ યો અઙ્-હત્ આસુશ્ ઉજ્ગસ્તો હુપ્રઓઉર્વએસો વાધાહુ પેશનએશુચ; અઓમ્ ચથ્વરે-પઇતિશ્તાનેમ્ યો હએનયાઓ પેરેથુ-અઇનિકયાઓ વ ઉર્વએસયાત્ ફ્રન હોયૂમ્ચ દષિનેમ્ચ, દષિનેમ્ચ હોયૂમ્ચ.

ખુફ્રાફાર) અને પ્રતિબિંબ આપે એવાં (એટલે આરસી જેવાં) છે અને તે બહુપ્રકાશ આપે છે.

૧૨૭.—ત્યારે ઓ ખુબીવાલી, ઘણી ફાયદેમંદ અને નિર્મલ અર્દ્વિ સૂર! હુ કે જે ઘણો ચહવાએલો છું તે આ ફાયદો ચાહુંચ કે હિયાં પસંદ પડતા ઘોડાવાલાં, મોટી ખંડણી મેલવતાં, તેજ ઘોડાવાલાં, ખનખનાત કરતા રથવાલાં, તેજ હથ્યારોવાલાં, પુષ્કલ ખોરાકવાલાં અને તયાર તથા સુગંધી (અથવા સ્વાદીષ્ટ) ખોરાકવાલાં એવાં રાજ્યોને બંચાવી રાખું, કે જે રાજ લડાઇનાં મેદાનો ઉપર પુરતો બંચાવ આપી શકેચ અને જેથી તમામ નેક જીંદગી ગુજારનાર ટોલા આબાદી પામેચ.

૧૨૮.—ત્યારે ઓ ખુબીવાલી, ઘણી ફાયદેમંદ અને નિર્મલ અર્દ્વિ સૂર! હું તે બે જવાન બહાદુરો માંગુચ, જેમાંનો એક બે પગો જવાન બહાદુર, અને એક ચાર પગો જવાન બહાદુર છે; બે પગો જવાન બહાદુર તે કે જે લડાઇઓમાં લડાઇઓની રથો ઉપર ઘણાજ જહડપના ધસારાથી ચલડી જનાર હોય, અને ચોપગો જવાન બહાદુર તે કે જે મોહટાં લશકરવાલી સેનાની હાલ્બી અને

१२७. अएत यरन, अएत वख़, अएत पईतिं अव-जस, अर्दि सूर अनाहिते! हचं आवतएयो स्तरेब्यो, अवि जांम् अहुर-धातांम्, अवि जओतारेंम् यज़ेमनेंम्, अवि पेरेनांम् वीधज़ारयेइन्तीम्, अव्हे जओथ्राब्यराई अरे द्राई यज़ेमनाई जईध्य-ताई, दाथ्रीश्, रअयपतेंम्. यथ ते वीस्पे अउर्वन्तो जज़्‌वाउँह पइतिजसांन, यथ क्वेरेश वीस्तारपहे.—अहे रअ खरेनङ्‌हच. (६ मां फकरा प्रमाणे).

( बाजमां )

( क ) अहुंमज़द खुदाए! आवजूनी ए मर्दुम्, मर्दुम् सर्दगांन्, हमा सर्दगांन् हमा-परत् ए वेहांन्! उईम् वेह-दीन् माजदयस्नांन

જમની તથા જમની અને દાહબી બંધે બોરહુએ ઘણી જહડપથી પોંહોંચી શકે.

૧૨૯.—અર્દ્વિ સૂર અનાહિતા ! આ મેં કરેલી આરાધના અને દોઆથી તું આ સેતારાઓ (આકાશ) ઉપરથી અહુરમજદે પેદા કરેલી આ જમીન તરફ, આરાધના કરનાર જોતી (ક્રિયા કરનારોની તરફ અને પુરતા અખુટ ખોરાકની તરફ —ક્રિયા કરનાર, ભેટ આપનાર, યજનાર અને મુરાદ ચાહનારને વાસ્તેની મદદને સારૂ, ઓ મોરાદ બખશનારી ! તું પોહોચ; કે જેથી સઘલા બહાદુર પેહલવાનો કએગુશ્તાસ્પનાં બોલાવવા તરફ આવે (યાને જે ધર્મ ગુશ્તાસ્પે કબુલ કર્યો છે તે ધર્મ સઘલા બહાદુરોબી કબુલ કરે). તેણીના તેજ અને અને પ્રતાપને લીધે ઈત્યાદિ.

(બાજમાં)

(ક) અએ પોતે પોતાની મેરેજ પેદા થયલા મહા જ્ઞાની સાહેબ ! માનસ અને માનસ જાતની અને બીજી સઘલી જાતની પેદાયસની વૃદ્ધિ કરનાર ! સઘલા ભલી દીનના શરીકોની વૃદ્ધિ કરનાર સાહેબ ! હું માજદયસનાંનોમાંનાં બેહદીનને દીનની

આગાઢી આરાત્રાની નેકી રસાનાદ્! અઐદૂન્ બાદ્!—(પ્રગટ પઢે) યથા અહૂવૈર્યો (૨)—

( ખ ) યસ્નેમ્ચ વહ્‌મેંમ્ચ અઓજસ્ચ જવરેંચ આફ્રીનામિ અરેંદુયાઉ આપો અનાહિ-તયાઉ અષઓન્યાઉ અષેમ્ વોહૂ (૧).

( ગ ) અહ્માઇ રએશચ ખરેંનસ્ચ; અહ્માઇ તન્વો દ્રવતાતેંમ, અહ્માઇ તન્વો વજ્દ્રરેં, અહ્માઇ તન્વો વેરેંથ્રેંમ્, અહ્માઇ ઇસ્તીમ્ પઓરુશ-ખાથ્રાંમ્, અહ્માઇ આસ્નાંમ્ ચિત્ ફ્રજ્-તીમ્, અહ્માઇ વહિસ્તેમ્ અહૂમ્ અષઓનામ્ રઓચઙ્‌હેંમ્ વીસ્પો-ખાથ્રેમ્; અથ જમ્યાત્ યથ આફ્રીનામિ.—અષેમ્ વોહૂ (૧).

( ઘ ) હજઙ્‌રેંમ્ બએષજનાંમ, બએવરેં બ-એષજનામ્.—અષેમ્ વોહૂ (૧).

આગાહી, દીનપર ઉસ્તવાર રેહવું અને નેકી પોંહોંચો ! (જેમ મેં ચાહ્યું તેમ) થાઓ !

(ખ) નિર્મલ અને અશો અર્દ્વિ સૂર નદીની આરાધના, દોઆ, અજમત અને કુવવતને હું વખાનું છું

(ગ) (જે શખસ કે અર્દ્વિ સૂરના ગુણોની વખાંન ગાએ) તેને તેજ અને ખુરેહ, તેને તનની મજબુતી (તન્દુરોસ્તી), તેને તનનું સુખ, તેને તનની ફતેહ, તેને પુરતાં સુખવાલી દોલત, તેને જાતી અકલનાં ફરજંદો, તેને લાંબાંમાં લાંબી જીંદગી અને તેને અશો લોકોનું, રોશન અને તમામ સુખવાલું બેહેસ્ત હોજો; જેમ મેં ચાહેઉં તેમ થાઓ !

(ઘ) હજાર ધણી તન્દુરોસ્તી અને દશ હજાર ધણી તન્દુરોસ્તી થાઓ.

(૬) જસ મે અવંઙ્હે મઝ્દ! અમહે હુતાશ્તહે હુરઓથહે વેરેથ્રઘ્નહે અહુર-ધાતહે વનઇન્યાઉશ્ચ ઉપરતાતો; રામનો ખાસ્ત્રહે વયાઓઇ ઉપરોકર્યેહે તરધાતો અન્યાઇશ દામાંન્; અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પેન્તો મઈન્યઓમ, થ્વાષહે ખધાતહે ઝ્રવાનહે અકરનહે ઝ્રવાનહે દરેઘોખધાતહે—અષેમ્ વોહૂ-(૧)

(ચ) કેર્દ સુઝ્દ ગુનાહ ગુજારેરનરા કુનમ્, અશાહી રવાંન દુશારમરા હમ્કેર્દ હમા વેહાને હફતકેશ્વર ઝમીન, ઝમીન-પેહના, રૂદ-દરાના, ખુર્શીદ-બાલા, બુન્દીહા બે-રસાદ! અશો બીદ દેર્-જી! અથ જમ્યાત્ યથ આફ્રીનામિ!—અષેમ્ વોહૂ (૨)

(છ) રોજે (ફલાન) માહે (ફલાન) ગાહે (ફલાન) નમાઝે દાદારે ગેહાન-દાગાન! ક્ષનઓથ્ર

(૬.) અએ દાદાર અહુરમજદ ! તું મારી મદદને માટે પોહોંચ; નેક બનાવેલા અને ખુબસુરત અમની, અહુરમજદે પેદા કીધેલા બેહેરામની, વનન્તી—ઊપરતાતની, રામખાસ્તારની, વયુ-ઉપર કઈર્યં કે જે બીજી પેદાયસો કરતાં સરસ પેદા કીધેલો છે અને જે તું સ્પેનામીનોનો લગતો છે તેની, કુદરતના કાયદા પ્રમાણે ચાલનાર આકાશની, વગર હદના જમાનાની અને લાંબા મુકરર કીધેલા જમાનાની (મદદ મને પોહોચાડ.)

(૭) પાપનાં નિવારણને માટે સવાબનાં કામોનો બદલો હું મેલવું અને રવાનનાં પિયારને માટે, હફ્તકેસ્વર જમીન ઉપર વસનારા, સઘલા સવાબકારો અને તમામ ભલાઓને, જમીનની ફરાખી જેટલી, નદીની લંબાઇ જેટલી, ખુરશેદની બુલંદી જેટલી અશોઇ (પુણ્ય) પુરતી રીતે પોહોચો ! પુણ્યવાન માનસ લાંબા વખત સુધી જીવજો ! જેમ હું ચાહુચ તેમ થાઓ (યાને આમીન) !

(૭) ફલાનાં રોજે, ફલાંનાં મહીનામાં અને ફલાની ગેહેમાં—દુન્યાની તમાંમ પેદાએશને પેદા કરનાર દાદાર અહુરમજદને નમાજ ! દાદાર અહુરમજદને ખુશાલ કરવાને માટેની અને ગનામીનોનો

અહુરહે મજદાઽ. તરોઇદીતે અઙરહે મર્દ-યેઉશ. ૯૮થ્યા-વરતાંમ ચ્યુત્ વરના ફ્રરપોતેમેંમ્; રેતઓમી અષેંમ્—અષેંમ્ વોહૂ (૧)

(જ) ગુર્જ ખુરેહ અવ્જાયાદ આફ્રીં સૂર બાનો એ-રસાદ્! અમાવંદ પીરોજગર અમાવંદી પીરોજગરી; દાદે દીને વેહ માજ્દયસ્નાન્ આંગ-હીરવાઈ ગોઆફ્રરંગાની બાદ્, હપ્ત-કેશ્વર-જમીન અઓહ્નબાદ; મન્ આનો આવાયદ્ શુદન્, મન્ આનો આવાયદ્ શુદન્, મનઆનો આવાયદ શુદન્! આપઓનિ અષેમ્ વોહૂ (૧)

(ઝ) દાદારે ગેહાન દીને માજ્દયસ્ની દાદે જરથુસ્તરી. નેમસે તે સેવિસ્તે આફ્રિ સૂર અનાહિતે આપઓને! —અષેંમ્ વોહૂ (૧)

(ઞ) નેમો ઉર્વઇરે વઙ્હુહિ મજ્દધાતે આપઓને!—અષેમ્વોહૂ (૧)

તિરસ્કાર કરવાને માટેની રાસ્તીનાં કામો કરનારાઓની જે મુરાદ છે તે અતિ ઉત્તમ છે.—રાસ્તીને હું વખાનું છું.

(જ) અદ્રીં સૂર બાનૂનું તેજ અને પ્રતાપ વધો! અને તે હિમ્મતવાલી તથા ફતેહમંદ (હમારી) હિમ્મત તથા ફતેહને માટે પોહોચો! ભલી માજદયસ્નીં દીનનો રેવાજ, તેની વાકેફી અને પ્રખ્યાતિ—હક્-તકસ્વર જમીનપર થાઓ! જેમ મેં ચાહેઉં તેમ થાઓ! એજ પ્રમાણે મનેબી (તે ભલી દીનની વાકેફી અને મશહુરી) મલે!

(ઝ) માજદયસ્ની દીન અને હજરત જરથોસ્તે જાહેર કરેલો તરીકો એ સઘલી સૃષ્ટિને સરજનાર દાદાર અહુરમજદ તરફથી મલેલો છે. પવિત્ર, ઘણીજ ફાયદેમંદ અને નિર્મલ અર્દ્વિ સૂર! નમસ્કાર તુંને!

(ઞ) ખુબીવાલાં, અહુરમજદે પેદા કીધેલાં ઉપરવર નમસ્કાર તમુને!

(૮) અર્દ્વીમ્ સૂરાંમ્ અનાહિતાંમ્ અપઓ-નીમ્ આપહે રતૂમ્ યજમઇદે.—અષેમ્ વોહુ. (૧)

(૬) અર્દ્વી સૂર બાનો બે-રસાદ.—અષેમ્ વોહુ (૧)

## અષેમ્ વોહૂ

અષેંમ્ વોહૂ વહિશ્તેંમ્ અસ્તી; ઉશ્તા અસ્તી ઉશ્તા અહ્માઇ, હ્યત્ અષાઇ વહિ-શ્તાઇ અષેમ્.

## અહૂનો વઇર્યો.

યથા અહૂ વઇર્યો અથા રતુશ્ અષાત્ ચીત્ હચા; વઙ્હેઉશ્ દજ્દા મનઙ્હો શ્ય-ઓથનનાંમ્ અઙ્હેઉશ્ મજ્દાઇ; ક્ષથ્રેમ્ચા અહુરાઇ આ યિમ્ દ્રેગુબ્યો દદત્ વાસ્તારેમ્.

(૮) નિર્મલ, અશોઈ વાલી અને અશો‍ઈમાં ચહડતી અર્દી સૂરને હમો વખાનીએચ.

( ૯ ) અર્દી સૂર બાનો ( હમારી મદદે ) પોહોચો !

## અષેમ વોહુની માએની.

રાસ્તી એ સર્વથી ઉત્તમ દોલત તથા મોહટું સુખ છે; ખરૂં સુખ તે શખસને છે કે જે ઉત્તમ સચ્ચાઈમાંજ પોતાનું સુખ સહમજેછે.

## 'અહુનવર'ની માએની.

જે પ્રમાણે આ દુન્યાને લગતો કારેબાર ચલાવનાર સરદાર (યાને પાદશાહ) પોતાની મુરાદ મુજેબ કામો કરનાર (યાને આપએખ્યાર) છે તેમજ ધર્મને લગતો કારેબાર ચલાવનાર સરદાર (યાને દસ્તૂરાન દસ્તૂર) પોતાની રાસ્તીની મારફતે મુરાદ મુજેબ ચાલનાર છે (મતલબ એ કે આ દુન્યાને લગતો કારેબાર ચલાવનાર પાદશાહ અને મીનોઇ દુન્યાને લગતો કારેબાર ચલાવનાર યાને માનસોને સચાઇને મારફતે બેહસ્તનો મારગ શિખવનાર 'રદ' (વડો ધર્મ ગુરૂ) એક સરખા દરજ્જાનાં અથવા માન આપવાને લાયકનાં છે.)

## 'અહુનવર'ની માએની.

બહમનની બખશેશ આ દુન્યાના, અહુરમજદને માટેનાં કામો કરનારાઓની છે (યાને જેઓ આ દુન્યામાં દાદાર અહુરમજદને ખુશી કરવાનાં કામો કરે છે તેઓને બેહેસ્તની બખશેશ મલે છે.)

જે શખસ ગરીબોને પરવરશી કરનાર મેલવી આપેચ તે ગોયા અહુરમજદને પોતાને પોતાને પાદશાહ (અથવા માલેક) ગણે છે.



# આવાં યશ્તમાં આવેલી કેટલીએક બાબતોનો ખુલાસો.



સફો ૩ જો—(ક)—એ અવસ્તાનો વાકય દરએક અવસ્તાનાં ભાગની શરૂઆતમાં, હમેશાં લખવામાં આવેલો છે, અને એનો અર્થ "બ ખશનુદીએ દાદાર અહુરમજ્દ" એવા પાજંદ બંદગીઓમાં આવેલા વાકયને મલતો—દાદાર અહુરમજ્દને ખુશનુદ કરવાને (હું આ અવસ્તા શરૂ કરૂં છું) એવી રીતેબાં થઈ શકે છે.

(ખ) થી (ગ) સુધીનો ભાગ પાછલા વખતમાં વધારેલો 'પાજંદ' ભાષામાં, દીબાચો અથવા મંદાન છે અને (ઘ) થી તે (ઝ) સુધીનો ભાગ અસલ અવસ્તાનો દીબાચો છે અને ૧ લા ફકરાથી એ યષ્ટનું મંદાન

થાએ છે. બીજા સઘલા ખુરદે અવસ્તાની રચના ઉપલીજ રીતીની છે.

(ચ) થી તે (જ) 'ફ્રવરાને' થી શરૂ થતો ભાગ દીનનો કલમો અથવા એક ખરા જરથોશતીનું લક્ષણુ દેખાડનારો તથા તે કયા વખતનાં અને કયા ફરેસ્તાની વખાન કરે છે તે બતાવનારો ફકરો છે. એ ફકરાનો તરજુમો હાલ સુધી થયલા તરજુમાઓથી સદનતર જુદો છે; અને એવો તરજુમો, પેહલ વેહલો મારા મીત્ર એરવદ શેહરીયારજી દાદાભાઇ ભરૂચાએ કર્યો છે અને તે ધ્યાન આપવા જોગ છે.

જેમ શેઠ ખુ૦રૂ૦ કામાજી ઉષહિન ગેહને સઉથી પેહેલી ગણે છે તેમ લેતાં એ 'ફ્રવરાને' થી શરૂ થતા ફકરા ઉપરથી આપરા આગલા જરથોશતી નિયાગાનો પોતાનો આખો દીવસ કેહવી રીતે ગુજારતા તે વીશે ઘણી સરસ રીતે સમજાવી શકાય છે.

(૧) ઉષહિન ગેહ—એ વખત પેહેલાં "બેરેજ્ય" (યાને બામદાદમાં ઉઠી દોઆ ચાહવાનો), અને પછી ન્માન્ય (યાને ઘર-ધનીનું કામ બજાવવા) નો છે. એ વખતે ઘરધનીનું કામ એ હોવું જોઇએ કે પોતાનાં કુટુંબ સાથે પેહેલાં ખોદાની બંદગી કરવી અને તે પછી બીજું ઘરસંસારને લગતું કામ કરી લેવું.*

---

* આપરા લોકોમાં રાતે ૧૨ વાગા પછી વં-દીદાદ કરવામાં આવે છે, તે વિશે એહવું કેહ-વામાં આવે છે કે તે ઉશહિન ગેહેમાંજ થઇ શકે, પણ વંદીદાદની શરૂઆતથી તે સેવટ સુધી જ્યાંબી 'ફ્રરવરાને' પઢવામાં આવે છે ત્યાંહાં ઉષહિન ગેહ નહી પણ 'દાતાઈ હુધ દાતાઇ વીદએવાઇ જરથુસ્ત્રાઇ' એહવી તદન જુદીજ ગેહ પઢવામાં આવે છે. તે ઉપરથી એહવું જ-ણાય છે કે ઉષહિન, ખુરશેદને તલુ થવાનો વખત. જેમ હાવન, હોમની ક્રિયા કરવાનો વખત. રપિથવન, બપોરનો વખત, ઉજયરિન, સુરજ

(૨) હાવન ગેહ—એ વખત હોમની ક્રિયા કરવાનો છે; અને તે વખત 'સાવઙ્હિ' યાને લોકોએ પોતાના ધંધા રોજગારના કામમાં મશગુલ થવાનો, અને "વીસ્ય" યાને મોહોલાને લગતા વડાએ પોતાની કચેરી ભરી પોતાના મોહોલાના લોકોનો ઇનસાફ કરવામાં મશગુલ થવાનો છે.

(૩) રપિથવન ગેહ—એ વખત બપોરનો છે; એ વખતમાં 'ફ્રાદત-ફ્શુ' યાને સહવારથી ખેતીવાડીના કામમાં લાગેલાં પશુઓને આશાએસ આપવાનું, અને 'જન્તુમ' યાને ગામને લગતા વડાએ પોતાની કચેરી ભરી લોકોનો ઇનસાફ આપવાનું, કામ થતુ હતું.

---

અસ્ત પામવાનો વખત, અઇવીસરૂથરેમ રાતે બંદગી કરવાનો તથા આરામ લેવાનો વખત તેમ 'દાત હુધ દાત વીદએવ જરથુસ્ત્ર' એ વંદીદાદ પઢવાનો વખત છે. એહવું એ શબ્દોનાં ખુદ અર્થો ઉપરથીજ ખુલ્લું દેખાએ છે.

(૪) ઉજીરન ગેહ—એ વખત સૂર્ય અસ્ત પામવા આગમચનો હોય એવું જણાયછે; કેમકે એ વખત 'ફરાદત-વીર' યાને માનસોને પોતાના ધંધાથી ફારેગ થઇ આશાએસ લેવાનો છે, તથા એ વખતે 'દખ્યુમ' યાને દેશપતિ (પાદશાહ) પોતાની કચેરી ભરી' 'વીસ્પ' તથા 'જન્તુમ' એ ચુકવેલા લોકોના મુકદમાં સમજવાનું કામ ચલાવતો.

(૫) અઇવિસરૂથ્રેમ ગેહ—એ વખત ખુરશેદ અસ્ત પામવા પછીથી તે છેક બામદાદ સુધીનો છે તથા એ શબ્દનાં અર્થ ઉપરથી એવું જણાયછે કે એ વખતે સઘલાઓ સાથે મલી ગાયણના આકારમાં બંદગી કરતા હોય;—એ વખત 'ફ્રરાદત-વીસપાંમ-હુજ્યાઇતી' યાને સઘલા હસ્તી ભોગવનારાઓને આરામ લેવાનોછે, તથા 'જરથુશ્ત્રોતેમ' યાને વડા ધર્મગુરૂએ પોતે ધર્મ સંબંધી બાબતોનો અભ્યાસ કરવાનાં, તથા પોતાનાં શાગેરદોને શિખવવાનાં કામમાં મશગૂલ થવાનો છે.

એ વખતના મુખ્ય પ) ભાગો સિવાય બીજા બે ભાગો છે કે જે ચોકસ બંદગીને માટેજ મુકરર કરેલા હોય એવું લાગેછે. કેમકે બીજે ઠેકાણે જયાં પાંચે ગેહો મધેની કોઇ ગેહ પઢવામાં આવેછે તેને બદલે વંદી-દાદમાં—'દાતાઇ હધ દાતાઈ વીદએવાઈ જરથુશ્ત્રાઇ' (યાને જરથુશતને લગતો વ-દીદાદ એટલે દેવથી જુદા કાયદા તે પઢ-વાનો વખત) અને વીશતાસ્પ નુસ્ક પઢતાં 'હધ માંથ્રાઇ જઇનિ પશ્તાંઇ ઉપઇરિ ગાતુ-ખ્યો ગેરેપતાઇ માંથ્રાઇ સ્પેન્તાઇ' પઢવામાં આવેછે. અને તે પછી 'રટવાંમ્ અયરનાંમ્ચ અસ્ન્યનાંમ્ચ માહ્યનામચ યાઇર્યનાંમચ સરેધનામ્ચ' પઢવા પછી જે ખશનુમન પઢવાની હોય તે પઢવામાં આવે છે. એ ઉપરથી દેખાયછે કે મજકૂર બે ગેહો અઇ-વિસ્રૂથ્રેમ ગેહનાં વિભાગો હોએ અને તે મજકૂર ચોકસ બંદગીઓને સારૂજ મુકરર કરેલા હોએ એહવું લાગે છે.

ફ૦ ૯ મો—આ યશતમાં તેમજ બીજી સઘલી યશ્તોમાં દરએક કર્દાની પાછલ એ ફકરો ખુદ પઢનારને માટે દાખલ કરવામાં આવ્યો છે.

એજ ફકરામાં 'હુઓમ યો ગવ' થી શરૂ થતો ફકરો આવેછે તે, આ યશ્તમાં, બીજી સઘલી યશ્તોથી જુદી રીતે લખાએલો છે, બીજી યશ્તોમાં, જે ફરેશ્તાની યશ્ત હોએ તેનું નામ બીજી વિભકિતમાં આવ્યા પછી તુરતજ 'હુઓમ યો ગવ બરસ્મન' ઇત્યાદી આવેછે; જેમ કે અરદીબેહશ્ત યશ્તમાં 'અષેમ્ વહિશ્તેમ્ સ્રએશ્તેમ્ અમેષેમ્ સ્પેન્તેમ્ યજમઈદે—'હુઓમ યો ગવ'; ખોરદાદ યશ્તમાં: 'હઉર્વતાતેમ્ અમેષેમ્ સ્પેન્તેમ્ યજમઇદે—હુઓમ યો ગવ'; ખુરશેદ યશ્તમાં: 'હ્વરે ક્ષએતેમ્ અમેષેમ્ રએમ્ અઉર્વત્-અસ્પેમ્ યજમઇદે—હુઓમ યો ગવ'; માહ યશ્તમાં: 'માઙ્હેમ્ ગઓ-

ચિથ્રેમ્ અષવનેમ્ અષહે રતૂમ્ યજમઇદે --હઓમ ચો ગવ'; તીર યશતમાં: 'તિશ્ત્રીમ્ સ્તારેમ્ રએવન્તેમ્ ખરેનઙ્હ-ન્તેમ્ યજમઇદે--હઓમ ચો ગવ' ઇત્યાદિ --પણ આ અર્દ્વી સૂર યશતમાં 'અર્દ્વીમ સૂરામ્ અનાહિતાંમ્ અષઓનીમ્' એ પ્રમાણે બીજી વિભકિતમાં આવ્યા પછી 'અન-ખુયાક જવનો સાસ્ત......અર્દ્વી સૂર અના-હિતે'! એ પ્રમાણે સંબોધન વિભકિતની પછી 'હઓમ ચો ગવ' આવેલો છે. તેથી એ 'હઓમ ચો ગવ બરેસ્મન'નો સંબંધ કોણ સાથે લેવો તેનો ગુચવાડો પડે છે.

ફ૦ ૧૩–મો **સાતર કવિ અને કુરપન** એ ત્રણ ટોલા હતા જેઓ હમેશાં માજ્દ-યશ્ની તથા જરથોશ્તી ધર્મની સાંમે થતા હતા.

ફ૦ ૧૫ મો.–એ ફકરાની શરૂઆતના ચાર શબ્દો જે અર્દ્વી સૂરનાં વિશેશણો છે તે ૧૪ માં ફકરાની સાથે લેવા જોઇએ.

ફ૦ ૧૮ મો—એ ફકરામાં અંરી સુરને એટલો મોટો ચહડતો દરજ્જો આપ્યો છે કે દાદાર અહુરમજ્દ પોતે વઠીક તેનેથી પોતાની મુરાદ ચાહી છે. એ વિચાર પાછલા વખતને છે અને એપરથી એટલોજ સાર કાહડી શકાય છે કે જ્રથોશ્ત જેહવા નામવર પેગામ્બરને પેદા થવાની ખાહેશ અહુરમજ્દને પોતાને હતી. (જુવો શેઠ ખુ૦ ૨૦ કામાજીવાલું જ્રથોશ્તનામું સફા ૧૩૯–૧૪૦)—બીજું એ યશ્તમાં તેમજ બીજે ઠેકાણે અહુરમજ્દે તથા ૧૦૧ માં ફકરામાં, જ્રથોશ્તે હોમ, ગવ અને બરસમ વડે બંદગી કીધી છે. અને નોદરના વિશ્તઓરૂશે કેઇ ચીજથી બંદગી કીધી તે કસુ જણાવ્યું નથી (જુવો ફ૦ ૭૫ મો); વફ્રોનવાજે હોમ અને ગવને લગતી ક્રિયાની ભેટ આપી છે; અને બાકીના સઘલા પાદશાહોએ તથા પેહલવાનોએ ગાવ, ઘોડા અને નાંહાંનાં ગોસ્પંદો વડે બંદગી કીધી છે અને એ સઘલાઓનાં

નામો સાથે, ઘણીખરી યશ્તોમાં એકજ રીતે 'સતે અસ્પનાંમ્ અર્શ્નાંમ્, હજ઼ંરે ગવાંમ, બએવરે અનુમયનાંમ' એહવો સાધારણ વાકય આવે છે. એ ૧૦૦ જવાન ઘોડા, હજાર ગાએ અને દસ હજાર ગોસ્પંદોનો તે બંદગી કરતી વખતે ભોગ આપવામાં આવતો હતો; પણ તે કેહવી રીતે, તથા સઘલા પાદશાહો તથા પહેલવાનો, એકજ સરખી રીતે ૧૦૦ ઘોડા, ૧૦૦૦ ગાવ અને ૧૦૦૦૦ ગોસ્પંદોનો ભોગ આપતા તેનું કારણ શું તે બરોબર સહમજાતું નથી. આગલા હિંદુઓમાંબી ઘોડા તથા પશુઓનો ભોગ આપવાનો ચાલ હતો—મોજેઈક લોકોમાંબી મોટાં ઢોર, ગાવ અને ગોસ્પંદોનો ભોગ આપવાનો ચાલ હતો. હજરત મુસાની કેતાબનાં 'લેવીટીકશ' નામે ત્રિજા પુસ્તકમાં ભોગ આપવાની બાબત આવી છે. તેમાંની કેટલીએક બાબત જરથોશ્તીઓની ભોગ આપવાની આગલી રીતીઓને તથા હાલની આપણી રેવાયતોમાં

જણાવેલી કેટલીએક બાબદો સાથે ઘણી મલતી આવેછે તે ઉપરથી એવું જણાય છે કે એ જેઇક ધર્મમાં તે ચાલ જરથોશ્તીઓ ઉપરથી દાખલ કરવામાં આવી હોએ.

ફ૦ ૩૩—૬૫ વરેનએષુ ચખ્રુગઓખ-એષુ"—એમાં **વરેન** (ગેલાન નામે એક શેહેરનું)—વિશેશ નામ છે માટે તે એક વચ-નમાં જોઇતો હતો. પણ એ ઠેકાણે **વરેન** તે ગેલાન અને તેને લગતાં આશપાશનાં ગામો એહવી મતલબે વપરાવાથી એ બહુ-વચનમાં લખેલો છે. એ પ્રમાણે સંસ્કૃતમાંબી જોવામાં આવે છે; જેમ કે 'નિશધેષુ' 'વિદર્ભેષુ.'

ફ૦ ૩૪ મો—**એરેનવાચ, સવઙ્હાચ,** એ બંધે કોઈ ઓરતો હતી અને એઓ પોતાના જમાનાની ખુબસુરતીના નમુના હતાં. એ ઓરતો કોણ હતીઓ તે વિશે અવસ્તામાંથી એહવું માલમ પડેછે કે તેઓ બંધે જહાકની વાહલીઓ હતી. અને જહાકે

તેમને એક અગાઢ જગોમાં છુપી રાખેલી હતી. અત્રે છપાએલાં ઘણુાખરાં શાહનાંમાઓમાં એઓને જમશીદની બેહનો કહેલી છે; પણુ 'મોહલ' નામનાં ફરેંચ વિદ્વાને, સને ૧૮૩૮ માં, ફરેંચ ભાષામાં તરજુમા સાથે, પારીસમાં છપાવેલાં શાહનામામાં એઓને જમશીદની છોકરીઓ લખીછે. ગમે તેમ હોએ પણુ જ્યારે અવસ્તામાં મજકૂર ફકરામાં લખેચ કે ફરેદુને તેઓ સાથે નેકાહ કીધા ત્યારે મજકુર બંધે બાબતો માનવામાં આવતી નથી. કારણ કે જમશીદનું રાજ જવા પછી એ બંધે ઓરતોને જહાકે પોતાના તાબામાં લીધી, તેણે ૧૦૦૦ વર્ષ રાજ કર્યું તે પછી જહાકના રાજપાતની સાથે તે બંધે ઓરતોબી ફરેદુનને સ્વાધીન થઇ; ત્યારે તે ઓરતોની ઉમરબી લગભગ જહાકનાં જેટલી થાઇ તે છતાં જવાન ફરેદુન તેમની સાથે પરણ્યો અને તેમને પેટે ફરજંદો થયાં!

ફ૦ ૨૪ મો.—**અફદાતેમ**=પગ નહી પોહોચી શકે એહવી ઊંડી જગો, ભોયરૂં.

ફ૦ ૪૧.—**હંગ્ક** તુરાની અફરાસ્યાબે અગતને વખતે ભરાઈ બેશવાને એક પાહાડનાં ગારમાં કરી મુકેલી એ એક જગો હતી. એને શાહનામાંમાં "હંગે અફરાસ્યાબ" કરી લખેલું છે. એ યશતનાં મજકુર ફકરામાં તથા શાહનામામાં લખવા પ્રમાણે અફરાસ્યાબે એ ગારમાં ભરાઇ બેશીને, કેખુસરૂનાં હાથથી છટકી જવાને તથા પોતે બોહેલું રાજ પાછુ મેલવવાને અને ઇરાનીઓને તારાજ કરવાને ખાહેશ કીધી હતી પણ તેમાં તે ફાવ્યો હતો નહિ. અને શાહનામાંમાં તથા ગોશ યશતનાં ૧૮ માં ફકરામાં લખવા પ્રમાણે એને હોમ નામના શખસે બાંધીને કએખુસરોને સ્વાધીન કીધો હતો. અને કએખુસરોએ તેને નોજર, અગરેરસ અને સ્યાવક્ષના કીનામાં માર્યો હતો.

ફ૦ ૪૨—એ ફકરામાં જનાવેલું વોરૂ-કશ દરિયાનું જે ખુરેહ અફરાસ્યાબે મેલ-વવા ચાહેલ હતું તથા તેને સારૂ તેણે જે રીકતની યત્ન કીધી હતી તે વિશેનું ખુલા-સાવાર બયાન જમ્યાદ યશતનાં ૫૬ માં ફકરામાં આવેલું છે. (જુવો મોહરજી રાણા તથા વાછાવાલી યશત બા માએની).

એજ ફકરામાં 'યતૂચ અપઓનો જરથુશ્ત્રહે' (એટલે અશો જરથોશતનું ખુરેહ) એહવો વાકય આવેલો છે. અફરાસ્યાબે જયારે વોરૂકશ દર્યામાંનું ઇરાનીઓનું ખુરેહ (કીર્તિ) છીનવી લેવા ચાહ્યું તે વખતે અશો જરથોશ્ત્ર જનમવાનો હતો પણ તેણે જે નહિ જન્મેલાઓનું ખુરેહબી છીનવી લેવાની ખાહેશ કરી હતી તે નહી જન્મેલાઓનો દાખલો આપવા એક ઉતમ અને મખ્યાત માનસનો અત્રે દાખલો આપેલો છે.

ઇરાનીઓનું ખુરેહ, એટલે જે ગુણોથી ઇરાનીઓ સરસાઇ તથા મોટાઇ ભોગવવાને

લાયક થયા હતા તે ગુણો તથા તેમની કીર્તિ સહમજવી અને એ ખુરેહની મારફતેજ ચોકસ માનસો રિસ્તાખેજ કરવાને શક્તિવાન થશે (જુવો જમીયાદ યશ્ત ફ૦ ૯—૧૨).

ફ૦ ૫૪ મો.—'પંચસધનાઇ સતધનાઇશ્ચ, સતધનાઇ હજઙ્ર-ધનાઇશ્ચ, હજઙ્રધનાઈ બએવરે-ધનાઇશ્ચ બએવરેધનાઈ અહાંક્તધનાશ્ચિ' એ ફકરાની સંખ્યા ચોકસ કહી શકાતી નથી. અહાંક્ત એ શું સંખ્યા છે તે જણાયું નથી માટે એને જો પરતો મુકીએ તો બાકીનાની સંખ્યા નીચે મુજબ થાએછે. પેહલાં ૫૦ ને ૧૦૦ એ પછી ૧૦૦ ને ૧૦૦૦, અને ૧૦૦૦ ને ૧૦૦૦૦ ગુણી તેનો સરવાળો લેતાં ૧૦૧૦૫૦૦૦ થાએ છે; પણ ૧૦૦૦૦ને "અહાંક્ત" એ સંખ્યાએ ગુણતાં જે આવે તે મજકુરમાં ઉમેરીએ તો એ આખા ફકરાની સંખ્યા નક્કી થાએ.—અવસ્તામાં મોટામાં મોટી સંખ્યા બતાવનાર બે વાકયો આવેછે, તેમાંનો એક મજકૂર અને બીજો

"નવચ નવઇતિશ્ચ, નવચસત, નવચહજાર, નવસેસ્ચ બએવાંન"—(૯૯૯૯૯) છે.

ફ૦ ૬૧ મેઃ—એ ફકરામાં 'પઓઉર્વો ચો વફ્રો નવાઝે' તે કોણ તથા 'ફ્રએતઓનએ તેને કહરકાસ પક્ષીનાં કાલબુદમાં ઊંચે ઉરાડીઓ તેની મતલબ શું તે બરાબર સહમજાતું નથી. તથા બીજી કોઇબી યશ્તમાં એ 'વફ્રો નવાજ' વિશેનો પુરતો ખુલાસો મલતો નથી. "આફ્રીને પએગાંબર જરથોશ્ત"માં જરથોશ્ત કએ ગુશ્તાસ્પને દોઆ કરતાં બોલેચ કે 'રદ્ હાંમ્ દૂરએપારાંમ્ બવાહિયથ ચો વફ્રો નવાઝે' (=તું વફ્રો નવાજની માફક, નહી પાર કરી શકાએ એહવી, રંઘા નદીને પાર કરનારો થજે); એ વાકય ઉપરથી એટલું જણાએચ કે "વફ્રોનવાજ" નામે કોઈ સખશ અથવા કોઇ રૂપ આપેલી ફાયદાકારક વસ્તુઓ રંઘા નદીને પસાર કરી હતી, અને એ યશ્તનાં મજકૂર ફકરામાં જણાવ્યા પ્રમાણે મજકૂર વફ્રોનવાજે રંઘા

નદી આગલ પોતાની મુરાદમાં પાર પડ-વાથી, અર્દ્વી સૂરને ભેટ આપવાને કબુલાત આપી છે—તે વાત મજકુર આફરીનના ફકરાને ટેકો આપે છે; પણ યએતઓનએ તેને પક્ષીનાં આકારમાં ઉરાડી મુકયો એટલે શું ? યશ્તોમાં બુરાઓએ ઇચ્છેલી તેઓની બુરી મુરાદ તેમને બખશવામાં નથી આવી; પણ વફરેનવાજના બાબમાં તેમ નથી બન્યું. તેણે જે પોતાને મકાને પોહોચવાની મુરાદ ચાહી છે તે અર્દ્વી સૂરે તેને બખ્શી છે; એટલુંજ નહિ પણ એક સુંદર કન્યાનું રૂપ ધારણ કરી તે પોતે તેની મદદ ગઈછે.— તો એપરથી જણાએછે કે વફરેનવાજ કોઇ ભલો માનસ અથવા ફાયદાકારક કોઇ વસ્તુ હોવી જોઇએ. જયારે તે ભલો માનસ અથવા ફાયદાકારક વસ્તુ હતી ત્યારે ફરેદુને તેને ઉરાડી કાંએ મુકીઓ એહવો સવાલ ઉઠેછે. જે ફરે-દુનને જરથોસ્તથી ઉતરતો ગણવામાં આવ્યો છે અને જેની માનસોમાં જેમ જરથોસ્તની

'બશનુમન' છે તેમજ બશાનુમનબી છે (જુવો વેસ્તરગાર્ડકનું દફતર સફો ૩૩૧ મો) તે, વફરેનવાજ જેહવા ભલા માનસને, અથવા ફાયદાકારક વસ્તુને, વગર કારણે દુઃખ દેવાને અર્થે, પક્ષીની શેકલમાં ઉરાડી મુકે, એ ખ્યાલમાં આવતું નથી. ત્યારે થ્રએત-ઓનની તેને ઉરાડવામાં કઈ નેક નેમ હોવી જોઇએ. બીજું, આ ઠેકાણે વફરેનવાજે, બીજા યઝદો કરતાં જુદીજ રીતની ભેટ આપવા કહી છે અને તે હોમ અને જીવાંમ સાથની હજાર જોરો છે.

એક ભાષાને બીજી ભાષા સાથે સરખામની કરનારા વિદ્વાનો, સંસ્કૃતમાં "ત્રિતઆપ્ત્ય" તથા "ત્રૈતન" અને ગ્રીકમાં ત્રાઇતન' (*Triton*) એહવા શબ્દો પાણીની ઉપરનાં મુવક્કેલ (*God of Water*) ને માટે મલવાને લીધે, મજકૂર 'થ્રએતઓન'ને તેમની સાથે સરખાવી 'પાણી ઉપરનો મુવક્કેલ' ઠેરવે છે. તે ઉપરથી વફરેનવાજને નવા બર્દનુ

રૂપ આપી શકાએછે. અને એમ લેતાં એહની મતલબ નિકલી શકે છે કે અમીતઆનઓ (પાણીનાં મુવક્કેલ) વફરોનવાજને ઉપર હાંકી કહાડયો એટલે બાફ અથવા વરાલના આકારમાં પાણી ઉપર ગયું અને તેનાં વાદલાં થઇ બર્ફ બંધાયો. તે "વફરોનવાજ ત્રણ દહાડા અને રાત સુધી ઊંચે કુદરતે ઠેરવેલાં પોતાનાં મકાન તરફ ગયો" એની મતલબ એહવી લાગેછે કે બર્ફ અથવા વર્ષાદ પડવા આગમજના ત્રણ ચાર દીવસો આગમજ ગરમી ઘણી પડેછે તથા પુષ્કળ વરાલનો જથો ઉપર જઇને ભેગો થાએછે પછી તે પાણી અથવા બર્ફને આકારે નીચે પડેછે. પણ આ 'વફરોનવાજ'ને ઉપરથી નીચે આવવાને સારૂ તેને માફક આવતી હવા નહિ મલવાથી તે નીચે આવી શકયો નહિ અને તેથી તેણે અર્દ્વી સૂરને યાદ કીધી, અને આ જમીન ઉપરનાં કુદરતે મુકરર કરેલાં તેના મકાન તરફ આવવાને ખાહેશ જણાવી

અને અહીં મૂરે તેને આ જમીન ઉપર પાછો આવવાને મદદ કીધી.

'થ્રએતઓન'ને પાણી ઉપરનો મુવકફેલ લેતાં ઉપલો સાર, એ ફકરા ઉપરથી નિકલી શકેછે; પણ સઘલી યશ્તોમાં બંદગી કરનારા નામાંકીત પુરૂષો છે; એહવી રીતે રૂપ આપેલી નિર્જીવ વસ્તુએ કેઠે બંદગી કીધી હોએ એહવું જોવામાં આવતું નથી; તે છતાં જો ઉપલોજ સાર કબુલ રાખીએ તો આ યશ્તમાં આવેલી તવારીખનો અનુક્રમ તુટેછે. તે એમ કે પાદશાહ તથા પેહલવાનોની બંદગીની વચે એક જુદીજ બાબદ ઘુસેલી લેવી પડેછે. અગર જો થ્રએતઓનને ફરેદુન લઇએ તોબી અનુક્રમ તુટેછે. કેમકે ફરેદુન પછી કેરેશાસ્પ, અફ્રાસ્યાબ, કાવુસ, કએખુસરો, તુસ અને વેસેના છોકરાઓ પછી એ વફ્રોનવાજનું બયાન આવેછે. જો એ થ્રએતઓન ફરેદુનજ હોએ તો એ વફ્રોનવાજનું બયાન કેરેશાસ્પની આગમજ

આવવું જોઇતું હતું. વલી થ્રએતઓન (ફરેદુન) ની સાથે જે વિશેશણો બીજે ઠેકાણે આવેછે તેજ વિશેશણો આ ઠેકાણેબી આવેલાં છે. માટે એ બાબદ ગુચવાડા ભરેલી છે તોબી એ બર્ફને લગતીજ હોવી જોઇએ એહવું માનવાને વધારે સબબ મલેછે

ફ૦ ૬૫ મો—એ ફકરાની સેવટે, તથા ૭૮ માં અને ૯૮ માં ફકરાઓની સેવટે 'દથત્ અશ્રાઈ.........દાધ્રિશ્ આયેસ્રેમ' એહવો વાકય આવેછે તે ભુલ ભરેલો હોવાથી દાખલ કર્યો નથી.

ફ૦ ૬૭ મો—જામાસ્પે, એ ફકરામાં જણાવ્યા પ્રમાણે દેવયસ્નો સાથે જે લડાઇ કીધી હતી તે હજરત જરથુશ્તની આગમજ થવી જોઇએ એહવું અનુમાન થઇ શકેછે. નહિતો એ લડાઇનું બયાન હજરત જરથુશ્ત પછી તથા કએ ગુશ્તાસ્પની પછી અથવા સાથે આવવું જોઇતું હતું.

ફ૭ ૭૧ મો—એ "પોઉરૂચાસ્તિ" તથા એનો છોકરો "અપવજ્દદૂહ" અને "સાયુજૂદૃ-રિ" તથા તેના છોકરા "અપવજૂદડહ" તથા "થ્રિત" એઓનાં નામો શાહનામામાં તથા બીજી કોઇ ફારસી તવારીખોમાં જોવામાં આવ્યાં નથી.

જયારે એ લોકોના નામો જામાસ્પની પછી આવ્યાં છે અને એ જામાસ્પ જો ગુશતાસ્પનો વજીરજ હોએ તો એઓનો જમાનો ગુશતાસ્પનાં વખતમાં મુકી શકાએ છે.

બુન્દહેશ્ન તથા દાદસ્તાને દીનીમાં લખવા પ્રમાણે પોરૂચાસ્તીનો છોકરો "અપવન્દ" રિ-રતાખેજને વખતે સોશ્યોસનો મદદગાર થશે.

ફ૦ ૭૫ મો—વિશતઉરૂશ નઓતઇર્યાન, એ ધનીના પોતાનાંજ કેહવા પ્રમાણે એણે પુષ્કલ દેવયસ્નોનો નાશ કર્યો હતો. અને વિતદૂહુઇતી નામે શુકાઇ ગએલી નદીને એણે પાછી તાજી કરી હતી.

ફ૦ ૭૯ મો— 'ચોઇશ્તો ચો ફ્ર્યાન,' (ગોશ્તે ફરિયાન),—અવસ્તા તથા પેહેલવી-માં લખવા પ્રમાણે એ ધની એક અચ્છો ઉખાણા બોલનાર હતો. એના વખતમાં અખ્ત્ય (અખ્ત જાદુગર) નામે એક પાપી ગુઢ પ્રશ્ન પુછવામાં ઘણો પ્રખ્યાત થયો હતો અને તેણે ઘણાઓને, પોતાના ઉખાણાના જવાબ નહિ આપવાને લીધે, મારી નાખ્યા હતા. આવાં યશ્તમાં લખવા પ્રમાણે એના ૯૯ ગુઢ પ્રશ્ન હતા; પણ હાલ આપરી પાશે બાકી રહેલાં પેહલવી પુસ્તકોમાં 'માદીગાને ગોશ્તે ફરીઆન' કરી એક કેતાબ છે તેમાં માત્ર ૩૩ પ્રશ્નો બાકી રહેલા છે. એ ઉપરથી જણાએ છે કે એ ૯૯ પ્રશ્ન ઉત્તરનું પુસ્તક અસલ અવસ્તાની ભાષામાં હોવું જોઇએ પણ પેહલવી તરજુમો થવા પછી તે ગુમ થયું છે અને પાછલથી પેહલવીમાંથી ૬૬ સવાલ જવાબની ગુમ થયા હોએ. આપરા લોકોમાં હાલ સુધી એહવો વિચાર છે કે

ગોશતે ફરીઆન અને અખ્ત જાદુ વચેનાં સવાલ જવાબ છેક પાછલ વખતમાં થયાછે; પણ આવાં યશ્ત ઉપરથી સીધ થાએછે કે એ બંધે ધણીઓ ઘણાં જુનાં વખતમાં થઇ ગયા છે. એ ગોશતે ફરીઆનની ફરવશીને ફરવરદીન યશ્તમાં આરાધવામાં આવેલીછે. એ ધનીને દાદસ્તાને દીની નામની પેહલવી કેતાબમાં અમર કીર્તિવાલો કહેવોછે, તે એ પાપી અને જુલમગાર અખ્ત જાદુનો નાશ કરવાને લીધે હોવું જોઇએ.

ફ• ૮૩ મો—હિયાંથી તવારીખની બાબદ પડતી મુકી, અહુરમજ્દ તથા અર્દ્વી સૂર અને અર્દ્વી સૂર તથા જરથોશ્ત વચેની વાતચીત ચાલેછે અને પાછા ૯૮ માં ફકરાથી જરથોશ્ત, ગુશ્તાસ્પ, જરીર અને તુરાની અરજાસ્પની તવારીખને લગતી વાત આવેછે. અને તે પછી ૯૭ માં ફકરાથી અર્દ્વી સૂરના બયાનનો બાકી રહેલો ભાગ શરૂ થાએછે. પણ એ યશ્તની રચના ઉપરથી એવું

લાગેછે કે ગોશતે ફરીઆન પછી, જર-થોશત, ગુશતાસ્પ, જરીર અને અર્જાસ્પની તવારીખને લગતો ભાગ આવ્યા પછી બાકી રહેલું અહીં સરનું બયાન આવવું જોઇતું હતું; પણ એમ નથી તે યશતનો સંગ્રહ કર-નાર તરફનો ગુંચવાડો લાગેછે.

ફ૦ ૮૪ મો 'આથ્રવનો થ્રાયઓનો'—એમાંના 'થ્રાયઓનો' શબ્દનો અર્થ, ખોર-દાદ તથા બેહરામ યશતમાં આથ્રવનાઈ થ્રાય-ઓને" એહવો વાકય આવેલો છે ત્યાં ડા૦ સ્પીગલે પેહલી યશતમાં *Athrava possessed of nourishment* (રક્ષન ધરાવનાર અથોર-નાન) અને બીજામાં *Serving priest* (ક્રિયા કરનાર મુખ્ય ધર્મગુરૂ) એહવો અર્થ કીધો છે. અને એહવોજ વાકય આવાં યશતનાં મજકુર ફકરામાં આવ્યોછે ત્યાં ડા૦ સ્પીગ-લનો તરજુમો લગાર ગુચવન ભરેલો છે. પરોફેસર યુસ્તીએ 'થ્રાયઓનો' શબ્દનો અર્થ જંદ શબ્દ કોશમાં, 'ત્રણ ગણું'

(*Three fold*) કીધોછે. મારા વિચાર પ્રમાણે એનો અર્થ "માનસોનાં રવાનનું રક્ષણ કરનાર અથોરનાન" એહવો લેવો. કેમકે અથોરનાનનું કામ માનસોને નીતિનાં માર્ગો શિખવી તેમને ગુનાહથી દુર રાખી, તેમના રવાનોનો દોજખથી છુટકો કરવાનું છે. એહવી મતલબનુંજ લખાન "દાદસ્તાને દીની" નામની પેહલવી કેતાબમાં આવેલું છે. તેમાં નોશેરવાન આદેલ પોતાની મજલેસમાં એક વડા ધર્મગુરૂ સાથે વાતચીત કરતાં નીચે પ્રમાણે બોલ્યો હતો!—"દીનનો એલમ ધરાવવાને લીધે તું હમારો પીતા છે; હમો તારા તનના પાસબાન છેયે પણ તું હમારા રવાનનું રક્ષણ કર્તા છે."

ફ૦ ૮૬ મો—એ ફકરામાં અહુરમજદે અર્દ્વી સૂરને આકાશ ઉપરથી આ પૃથ્વી ઉપર આવવાને જણાવ્યું છે તે હિંદુઓની કાશી નદીની વાતને મલતું છે. હિંદુઓના લખાન

પ્રમાણે કાશી નદીબી આકાશ ઉપરથી અત્રે ઉતરી આવી છે.

ફ૦ ૮૮ મો—એ ફકરાની મતલબ બરોબર સમજાતી નથી. મેં એનો અર્થ બીજાઓથી તદન જુદોજ કીધો છે. એ ફકરામાં "અન્તરે અરેથેમ્" છે તેને હું 'અન્તરે અરેધેમ્' લેવાને દુરસ્ત ધારૂં છું. યજશનેનાં ૧૧ માં હામાં 'મધેમે થ્રીત્વે અહ્‌ હાઉ જંમો' એહવો વાકય આવેલો છે; તેનો પેહેલવી તરજુમો "મીયાને સરેશૂતે ઇ ગોમન દમીક" કીધો છે. હવે એ મજકૂર પેહેલવી વાકય દાદસ્તાને દીની નામની પેહેલવી કેતાબમાંબી આવ્યો છે. એ કેતાબમાં આ સૃષ્ટિને, હિંદુઓની મારફક,—(૧) અવરતુમ સરેશૂત (=સ્વર્ગ), (૨) મીયાની સરેશૂત (=પૃથ્વી અથવા મૃત્યુ લોક) અને (૩) અધરી સરેશૂત (=પાતાલ) એહવા ત્રણ ભાગોમાં વહેંચી છે. ત્યાં મજકૂર પેહેલવી "મિયાની સરેશૂત"-ની સહમજન આપતાં લખેચ કે જેમાં અદમ

તથા તમામ મખ્લુકાત વસેચ તે ભાગ. એ ઉપરથી એ યશ્તનાં એ ફકરામાં આવેલા 'અન્તરે અરેથેમ'નો અર્થ આ દુન્યા કર્યો છે. મારા વિચાર પ્રમાણે એ ફકરાની મતલબ આ છે કે અહ્રી સૂરનું આવતું આકાશ ઉપરથી છે તેથી નુકસાનકારક મુજી જાનવરો તેમાં કોઇબી રીતની ખરાબી કરી શકતાં નથી.

ફ૦ ૮૯ મો—અહ્રી સૂરની આરાધના, એ ફકરા પ્રમાણે, રાતને વખતે યાને અઇ. વિસરૂથરેમ ગેહમાં નહિ થઇ શકે. ૬૨ માં ફકરા પ્રમાણે ઉશહિન ગેહમાં એની આરાધનાં થઇ શકે છે. કેમકે તે ફકરામાં જણાવવા પ્રમાણે ઊશહિનનાં વખતમાં વફરેનવાજે તેની આરાધના કરી છે.

ડા૦ સ્પીગલ એજ ફકરા ઉપરથી અહ્રી સૂરની બંદગી કોઇબી વખતે થઇ શકે એહવો સાર કાહાડે છે. એજ ફકરામાં 'આ તૂ મે' થી તે 'તનુ માંથો' સુધીના વાકયનો અર્થ બે રીતે થઈ શકે છે. એક મજકૂર ફકરામાં

કરેલા છે તે પ્રમાણે અને બીજો નીચે પ્રમાણે. પણ એ અર્થ કરતાં 'ફરદ્-હરોઇત્' (તેણે ખાવું જોઇએ) એહવો એક ક્રીયાપદ ઉપરથી લેવો પડેછે. ત્યારે નીચે પ્રમાણે અર્થ થાએ છે. "તે મારાં જોર (ક્રીયા કીધેલી વસ્તુની ચાશની) તુંએ યાને જરથોશ્તે ખાવી; તથા દીનનો એલમ ધરાવનાર, દીનના હોકમોને શિખેલા, માથ્રને સમજનાર નેક ગુણો ધ-રાવનાર અને માથ્રમાં જણાવેલા કાંનુનો પ્રમાણે પોતાને ચલાવનાર એહવા અથોર-નાનેજ ખાવી." એ ફકરામાં અથોરનાન કેહવો હોવો જોઇએ તેનું લક્ષણ આપેલું છે.

ફ૦ ૯૩ મો—એ ફકરામાં "નિવયક," 'નિપસ્નક,' 'અપસ્કરક,' અને અપખ્રઓસક' એ કોઇ બદ રૂહોનાં નામો હોય એવું લાગેછે, અને અહીં સૂરની, તેના ઠેરવેલા વખતથી જુદે વખતે (યાને રાતને વખતે) કીધેલી આરાધનાને તેઓ સ્વીકારેછે. એજ ફકરામાં 'યા નોઇત્ હઇતિ વીસન્તિ દએ-

વનાંમ્ હુઇતિ યસ્ન' એ વાક્યમાં 'હુઇતિ' એહવા બે શબ્દોછે તે "પઇતિ" લેવા જોઇએ; અને છેલ્લો 'યસ્ન' શબ્દ સાતમી એકવચનમાં 'યસ્ને' લેવો જોઇએ. ડા૦ સ્પીગલે એ શબ્દને 'હુઇતિ'જ રાખીને તેનો અર્થ "જાહેર રીતે" એહવો કરયોછે. અને એ ફકરાનો અર્થબી જુદી રીતે કરે છે અને 'નોટ'માં જણાવેછે કે એ ફકરો ગુચવાડા ભરેલો છે.

ફ૦ ૯૯ મો—એ ફકરામાં "**ખઇનિ**" શબ્દને બદલે **ખએઉઇ** શબ્દ હુતો તે મેં વંદીદાદની ૧૪ મી પરગરદનાં ૧૪ માં ફકરા ઉપરથી (જ્યાં એજ વાક્ય આવેલો છે. અત્રે ઊપર પ્રમાણે સુધાર્યોછે.

ફ૦ ૧૦૬ ઠો—એ ફકરામાં 'તાંથ્રવન્ત' અને 'પેશન' એ બે શબ્દોને વિશેશ નામો લીધાંછે તેને બદલે જો અજાંસ્પના વિશેશણો લઇએ તો નીચે મૂજબ અર્થ થઇ શકે "ઝિહા દેલના (કુકર્મી), બદદીન, વેર;

દેવપરસ્ત અને બુરા દરવંદ અરજાસ્પને ..........મારનાર થાવું." પરોફેસર સ્પીગલે ઊપર પમાણેજ કીધા છે.

ફ૦ ૧૧૦ મો——એ ફકરામાંથી, ૧૦૬ ઠા ફકરા પમાણે અરજાસ્પની સાથે આવેલા શબ્દો 'પેશોચઙ્ગ્હ (લડાઇ સોધનાર) અને 'હુમયાક' (ઘણા મક્કર તથા ફરેબવાલો) ને અરજાસ્પના વિશેશણોજ લઇએ તો સારૂં કેમકે એ નામના કોઇ પુરૂશો, અરજાસ્પની સાથે મલી ગુસ્તાસ્પની સાંમેની લડાઇમાં; ઉતરેલા હોએ એવું કોઇ તવારીખમાંથી મલતું નથી.

ફ૦ ૧૧૩ મો——'વન્દરેમઇનિશ' પરોફેસર યુસ્તીનાં વિચાર પમાણે એ **વન્દરેમન**, અફરાસ્યાબના ખાન્દાનનો અને અરજાસ્પનો બાપ હતો. શો૦ ખુ૦ ૨૦ કામાજી

એને અરજાસ્પનો વિશેશણ ગણી "જંગલી મનવાલો," (યાને નાદાન, અપટ) એહવો અર્થ પોતાના જરથોશ્ત નામામાં કરેછે.

ફ૦ ૧૧૭ મો—એ ફકરામાં લાક્ષણિક-પ્રકારે, જુદા જુદા આકારમાં અર્દ્વી સૂરનુ પાણી ઉત્પન્ન કરનારી ચાર શકિતઓનું વર્ણન કરેલુંછે. એમાં 'અર્વાન' શબ્દનો અર્થ તરજુમામાં "જવાન ઘોડા" કર્યો છે તે ભુલ થઇછે. એનો અસલ અર્થ "જવાન" છે; પણ હિયાં "ઉત્પન્ન કરનારી શકિત" એહવો લેવો. એ ફકરા ઉપરથી બીજું એ જણાયછે કે જે ઠેકાણે અર્દ્વીસૂર નદી આવેલી છે ત્યાં વર્ષાદ ચાર રૂપમાં પડવો જોઇએ. ૧, વાર (પાણી), ૨, સ્નએજ (બર્ફ), ૩, સરસ્ક (કરાં) અને ૪, ફ્યઙ્હુ. એ છેલા શબ્દનો અર્થ બરોબર સમજાતો

નથી. ડા૦ સ્પીગલે તથા પરોફેસર યુશ્તીએ એનો અર્થ 'કરાં' (ઉપરથી કાંકરાના આકારમાં બંધાઇને પડતું પાણી) કર્યોછે; પણ તેને વાસ્તે મજકુર ફકરામાં 'સરસચિન્તએચ' શબ્દ આવેલોછે, માટે એનો અર્થ કંઇ જુદો થવો જોઇએ. જો એ 'ફ્યડ્હુ' શબ્દને સંસ્કૃત "શ્યાય," "શ્યૈ" એ ધાતુ ઉપરથી લઇએ તો કદાચએનો અર્થ "મોટાં કરાં"નો થઇ શકે.

ફ૦ ૧૨૬ મો—'બવ્ર' એ એક બીલાડીનાં જેવું પણ પુછડી વગરનું જાનવર છે. એનું ચામડું ઘણું સુન્દર છે અને હાલ પણ તે ઊંચા અને કીમતી કપડાં બનાવવામાં કામમાં આવેછે. એ જાનવરને અંગ્રેજીમાં બીવર (*Beaver*) અને ફારસીમાં 'બબ્ર' કહે છે.

ફ૦ ૧૨૧ મો—એ ફકરાશી અર્દા સૂર યશતનુ સેવટ આવતું હોએ એહવું જણાએ છે. કેમકે હિયાંથી ઉપરની બાબદ સાથે કસો સંબંધ લાગતો નથી. એ ફકરાથી સેવટ સુધી ચેકસ મુરાદ ચાહવામાં આવી છે. પણ એ મુરાદ કોણ ચાહેછે તે જણાતું નથી. કદાચ એમ વિચારીએ કે એ મુરાદ જરથોશ્તે ચાહેલી છે તો જરથોશ્તે દીન ફેલાવવાની મુરાદ ચાહવી જોઇએ—બાદશાહી તથા લડાઇને લગતી મુરાદ ચાહવાની જરથોશ્તને અગત નથી માટે એહવું લાગેછે કે એ યશતનું સેવટ આવવા પછી હીયાંથી તે સેવટ સુધી (૧૨૭ માં ફ૦ થી તે ૧૨૯ સુધી) ની બાબદ પઢનારને પોતાને માટેની હોય અને જો તેમજ હોય તો એ ત્રણ ફકરાઓ ઉપરથી એહવું અનુમાન થઇ શકેચ કે એ

વખતનાં સઘલા લોકો હાલના સુધરેલા દેશોનાં લોકોની મારફક, અગતને વખતે પોતાની ખુશીથી અથવા પોતાના પાદશાહનાં હોકમથી લડવાને બાહેર પડતા હોય, અને તેથીજ પોતાને માટે બાદશાહી લાયક ચીજો તથા સુખ, બહાદુર છોકરો અને મજબુત ઘોડાની મુરાદ ચાહવામાં આવી છે.

બીજી એહવીબી તરક થાઈ શકેછે કે એ મુરાદ એ યશ્તના લખનારે પોતે, એ યશ્તની સેવટે, પોતાને માટે ચાહી હોય, અને એ યશ્તનો લખનાર તેણુ જે મુરાદ ચાહીચ તેને લાયકની મોટાઇ ધરાવનારો હોએ.

